"દિગંબર જૈન" પત્રનો આ અંકનો વધારો.

'દિગંબર જૈન ગ્રંથમાલા' નં. ૩૫

॥ श्री वीतरागाय नमः ॥

# जीवविचार.

શાસ્ત્રાધારે લેખક—
દોશી નાથાલાલ સોભાગચંદ—ઈડર.

प्रकाशक —
मूलचंद कसनदास कापडिया—सूरत.

પ્રથમાવૃત્તિ વીર સં. ૨૪૪૧ પ્રત ૨૧૦૦

ઈડર (મહીકાંઠા) નિવાસી કોઠારી પુંજીરામ ઉદેચંદ
તરફથી પોતાના વડીલ પુત્ર કોઠારી નાનચંદ પુંજીરામ
તથા પૌત્ર મૂલચંદ છગનલાલના સ્મરણાર્થે
"દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને આઠમાં
વર્ષમાં (બીજી) ભેટ.

કિં. રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવના.

આપણો ગુજરાત પ્રાંત ધર્મજ્ઞાનમાં બહુજ પછાત હોવાથી તથા જીવ સંબંધી બરાબર માહીતિ ન હોવાથી દયાધર્મ પૂર્ણતાથી પાલન થઈ શકતો નથી કારણકે જ્યારે અમુક પદાર્થને જાણીએ ત્યારેજ તેપ્રતિ રક્ષણ યાને દયા કરવાનું મન થાય છે, જેથી જીવનું સ્વરૂપ સારી રીતે ઓળખવા માટે પરમપૂજ્ય આચાર્યોએ રચેલાં સર્વાર્થસિદ્ધિ, અર્થપ્રકાશિકા, સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા, ગોમટ્ટસાર, સાગારધર્મામૃત વગેરે અનેક શાસ્ત્રો પ્રગટ થયાં છે, પણ તે હિંદી ભાષામાં હોવાથી ગુજરાતી ભાઇઓને સમજતાં કઠિન પડે છે, જેથી આ 'જીવવિચાર' નામે લઘુ ગ્રન્થ ઇડરની માણેકબાઇ દિ. જૈન પાઠશાળાના અધ્યાપક દોશી નાથાલાલ સોભાગચંદે અર્થપ્રકાશિકા, સર્વાર્થસિદ્ધ, સ્વામીકાર્તિકેયાનુપ્રેક્ષા, સાગારધર્મામૃત વગેરે ગ્રંથોને આધારે લખી મોકલ્યું હતું, તે પ્રકટ કરી ઇડર નિવાસી કોઠારી પુંજીરામ ઉદેચંદ તરફથી તેમના પુત્ર કોઠારી નાનચંદ પુંજીરામ અને પૌત્ર મૂળચંદ છગનલાલના સ્મરણાર્થે 'દિગંબર જૈન'ના ગ્રાહકોને ભેટ વેંચવામાં આવેછે, જેનો 'દિગંબર જૈન'ના સુજ્ઞ વાંચકો સ્વીકાર કરી એનો યોગ્ય લાભ લઇ અમોને ઉત્તેજિત કરશે એવી આશા છે.

વીર સં. ૨૪૪૧
પ્ર. વૈશાખ વદ ૩
તા. ૨-૫-૧૫.

જૈન જાતિ સેવક-
**મૂલચંદ કસનદાસ કાપડીયા.**
ઓ. સંપાદક, "દિગંબર જૈન"-સુરત.

श्री परमात्मने नमः ॥

# जीवविचार

मंगलाचरण

परमात्मा परमज्योति अष्टकर्म विनाशनम् ।
जीवः वीचारोदेशः नमोस्तु पणमाम्यहम् ॥

## जीवनुं लक्षण.

त्रिक्काले चदुपाणा इंदिय बलमाउ आण पाणो य ।
ववहारा सो जीवो णिच्चयणय दो चेदणाजस्स ॥

(द्रव्यसंग्रह.)

અર્થ—વ્યવહાર નયથી જેને ભૂતકાલ, ભવિષ્યકાલ અને વર્ત્તમાનકાલ એ ત્રણમાં ઇન્દ્રિય, બલ, આયુ અને શ્વાસો-શ્વાસ એ ચાર પ્રાણ હોય, તેને જીવ કહે છે અને નિશ્ચય નયથી જેને ચેતના માત્ર એકજ પ્રાણ હોય તેને જીવ કહે છે.

**ચેતના**ના બે ભેદ છે. ૧. દર્શનચેતના અને ૨. જ્ઞાનચેતના. દર્શનચેતના—પદાર્થની વિશેષતા રહિત અસ્તિત્વ માત્રને જાણે, તેને **દર્શનચેતના** કહે છે-તેના ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલદર્શન એ ચાર ભેદ છે.

**જ્ઞાનચેતના**—વિશેષ પ્રકારથી પ્રદાર્થના સ્વરૂપને જાણે, તેને જ્ઞાનચેતના કહે છે, તેના આઠ ભેદ છે.-સુમતિ, સુશ્રુત, સુઅવધિ, કુમતિ, કુશ્રુત, કુઅવધિ, મનઃપર્યય અને કેવલ; એવીરીતે ચેતના તથા ચાર પ્રાણ-યુક્ત જીવ અનાદિકાલથી જ્ઞાનાવરણાદિ અષ્ટકર્મના નિમિત્તથી પંચવરિવર્તનરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે, પરન્તુ સુખ મલતું નથી. તે આત્માના (જીવના) આલ્હાદાત્મક ગુણવિશેષને સુખ કહે છે. તે જીવને સ્વભાવથી અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ, અનંતવીર્યાદિ ગુણરૂપ છે, પરન્તુ જ્ઞાનાવરણાદિક અષ્ટકર્મના નિમિત્તથી વૈભાવિક પરણતિરૂપ થઇ રહેલ છે, તેના નિમિત્તથી ઇન્દ્રિયજન્ય દુઃખરૂપ સુખોને સુખ માની અનેક નવીન કર્મો કર્યા કરે છે, તેથી નવીન કર્મોનો બંધ કરી વારંવાર પરિભ્રમણરૂપ ચોર્યાશી લાખ (૮૪૦૦૦૦૦) [૧]યોનિમાં નિરન્તર ભ્રમણ કર્યા કરે છે, પરન્તુ સુખ મલતું નથી.

---

૧ જીવને ઉપજવાના આધારભૂત પુદ્ગલસ્કંધને યોનિ કહે છે.

**જીવના મુખ્ય બે ભેદ છે—સંસારી જીવ અને મુક્ત જીવ.**

**સંસારી જીવ**—જે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને વેદનીય એ અષ્ટકર્મો સહિત હોય, અને નિરન્તર સંસારમાં પરિભ્રમણ કરી જન્મમરણ કરતો અનેક અસહ્ય દુઃખો સહન કરતો હોય, તે સંસારી જીવ છે.

**મુક્તજીવ**—જે સંપૂર્ણ કર્મોથી રહિત હોય, જન્મ-મરણરૂપ સંસારમાં પરિભ્રમણ નહિ કરતો હોય, અને અતીન્દ્રિય અવિનાશી મોક્ષસુખમાં વિરાજમાન હોય તે મુક્તજીવ કહેવાય છે.

સંસારી જીવ—તિર્યગ્ચ ૬૨૦૦૦૦૦, દેવ ૪૦૦૦૦૦, નારકી ૪૦૦૦૦૦ અને મનુષ્ય ૧૪૦૦૦૦૦ એવી રીતે મળી સંસારી જીવની ૮૪૦૦૦૦૦ યોનિ પૂર્ણ થાય છે.

**તિર્યગ્ચ** ૬૨૦૦૦૦૮—૫૨૦૦૦૦૦ સ્થાવરકાય એકેન્દ્રિયજીવ, ૨૦૦૦૦૦ બેઇન્દ્રિયજીવ, ૨૦૦૦૦૦ ત્રણે-ન્દ્રિયજીવ, ૨૦૦૦૦૦ ચારઇન્દ્રિયજીવ અને ૧૪૦૦૦૦૦ પશુકાયનાજીવ મળી–તિર્યગ્ચયોનિ પૂર્ણ થાય છે.

**સ્થાવર**—જે જીવ જીવવિપાકી–સ્થાવરકર્મના ઉદયથી સ્થાવરપર્યાયને ધારણ કરે, તેને સ્થાવરકાયના જીવ કહે છે

તેના—પૃથ્વીકાય, તેજકાય, જલકાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાંચભેદ છે. તેમને સ્પર્શન [1]ઇન્દ્રિય, કાયબલ, આયુ અને શ્વાસોશ્વાસ એ ચાર પ્રાણ હોય છે.

**પૃથ્વીકાય**—જેને પૃથ્વીજ શરીર હોય તે પૃથ્વીકાયજીવ કહેવાય છે. જેમ—પથ્થર, માટી, સોનું, રૂપું, તાંબું, જસત, લોઢું વગેરે ૭૦૦૦૦૦ સાત લાખ યોનિ છે.

**તેજકાય**—જેને અગ્નિજ શરીર હોય તે અગ્નિકાય (તેજકાય) ના જીવ કહેવાય છે. જેમ—આગીઆ, વીજલી, જવાલા, વગેરે ૭૦૦૦૦૦ સાત લાખ યોનિ છે.

**જલકાય**—જેને જલજ શરીર હોય તે જલકાયના જીવ કહેવાય છે, જેમ—પાણી, કરા, બરફ વગેરે ૭૦૦૦૦૦ સાત લાખ યોનિ છે.

**વાયુકાય**—જેનું વાયુજ શરીરહોય, તે વાયુકાયનાજીવ કહેવાય છે. જેમ—હવા, પવન વગેરે ૭૦૦૦૦૦ સાત લાખ યોનિ છે.

**વનસ્પતિકાય**—જેનું વનસ્પતિજ શરીર હોય તે વનસ્પતિકાય કહેવાય છે, તેના બે ભેદ છે—પ્રત્યેક વનસ્પતિ અને સાધારણ વનસ્પતિ. જે અનન્તાનન્તપ્રમાણ જીવના

---

[1] ઇન્દ્રિયો પાંચ છે—સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર.

આહાર, ઉચ્છ્વાસ, કાય, આયુ સમાન છે, તેને **સાધારણ** કહે છે અથવા જેના આશ્રયે નિગોદ છે તે સાધારણ અને જેને આશ્રયે નિગોદ નથી, તેને **પ્રત્યેક** કહે છે—

**સ્થાવરકાયજીવનું આયુ**—કઠોર પૃથ્વીકાયના જીવોનું ૨૨૦૦૦ વર્ષનું, શુદ્ધ પૃથ્વીકાયના જીવોનું ૧૨૦૦૦ વર્ષનું, વાયુકાયના જીવોનું ૩ દિવસ અને ૩ રાત્રિનું, અગ્નિકાયના જીવોનું ૩૦૦૦ વર્ષનું, જલકાયના જીવોનું ૭૦૦૦ વર્ષનું, એ પ્રમાણે ૫૨૦૦૦૦૦ એકેન્દ્રિય સ્થાવરકાયના જીવોનું આયુ હોય છે.

જે જીવોને [1]સ્પર્શન, [2]રસના એ બે ઇન્દ્રિય હોય તે **બે ઇન્દ્રિયજીવો** કહેવાય છે, તે સરસીયાં, કરમીઆ, ગાડર, ગંડેરા, ઇયોર, પોરા, વાળા, ચેળો, જળોઇ, શંખ, વગેરે જીવોની ૨૦૦૦૦૦ બે લાખ યોનિ છે. આ જીવોને સ્પર્શન ઇન્દ્રિય, રસનેન્દ્રિય, વચનબલ, કાયબલ, આયુ અને શ્વાસોશ્વાસ એ છ **પ્રાણ** હોય છે, તેમનું આયુ ૧૨ વર્ષનું હોય છે.

---

૧. જેનાથી શીત, ઉષ્ણ, રૂક્ષ, સચિક્કણ, કઠોર, કોમલ, હલકું, ભારે, એ આઠ પ્રકારનું જ્ઞાન થાય, તેને **સ્પર્શનઇન્દ્રિય** કહે છે.

૨. જેનાથી તીખું, કડવું, કષાયલું, ખાટું, મીઠું એ પાંચ પ્રકારના રસનું જ્ઞાન થાય, તેને **રસનાઇન્દ્રિય** કહે છે.

જે જીવોને સ્પર્શન, રસના અને [3]ઘ્રાણ એ ત્રણ ઇન્દ્રિય હોય તે **ત્રણેન્દ્રિય જીવો** કહેવાય છે. તે ઉધઈ, જુ, લીખ, માંકડ, કીડી, મકોડા, કાનખજુરા વગેરે જીવોની ૨૦૦૦૦૦ બે લાખ યોનિ છે. આ જીવોને સ્પર્શનેન્દ્રિય, રશનેદ્રિ ઘ્રાણેન્દ્રિય, વચનબલ, કાયબલ, આયુ અને શ્વાસોશ્વા. એ **સાત પ્રાણ** હોય છે અને આયુ ૪૯ દિવસનું હોય છે.

જે જીવોને સ્પર્શન, રસના, ઘ્રાણ અને [4]ચક્ષુ એ ચાર ઇન્દ્રિય હોય તે **ચારેન્દ્રિય જીવ** કહેવાય છે. તે માંખી, મચ્છર, ડાંસ, મસા, પતંગીઆ, કંસારી, કરોળીયા ઢીકણ, વીંછી, ભમરા, ભમરી, તીડ, વગેરે જીવોની ૨૦૦૦૦૦ બે લાખ યોનિ છે. તેમને સ્પર્શનેન્દ્રિય, રશનેન્દ્રિય ઘ્રાણેન્દ્રિય, ચક્ષુન્દ્રિય વચનબલ, કાયબલ અને શ્વાસોશ્વાસ એ આઠ પ્રાણ હોય છે, તેમનું આયુ છ માસનું હોય છે.

જે જીવોને સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇન્દ્રિય હોય તે **પંચેન્દ્રિયજીવ** કહેવાય છે. તે

---

૩. જેનાથી સુગન્ધ, દુર્ગન્ધ એ બે પ્રકારની ગંધનું જ્ઞાન થા. તેને ઘ્રાણ (નાક) ઇન્દ્રિય કહે છે.

૪. જેનાથી લાલ, પીલો, ધોળો, કાળો, વાદળી, વગેરે વર્ણનું જ્ઞાન થાય તેને ચક્ષુઇન્દ્રિય કહે છે.

૫. જેનાથી સ્વર સંભળાય, શબ્દનું જ્ઞાન થાય તેને **શ્રોત્ર(કાન)** ઇન્દ્રિય કહે છે.

પશુ, પક્ષી, દેવ, મનુષ્ય, નારકી વગેરે જીવોની ૨૬૦૦૦૦૦ છવ્વીસ લાખ યોનિ છે, તેના બે ભેદ છે-અસૈની અને સૈની જે જીવોને મન નહિ હોય અને સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર, વચનબલ, કાયબલ, આયુ અને શ્વાસોશ્વાસ એ **નવ પ્રાણ** હોય તે **અસૈની** જીવ કહેવાય છે. જે જીવોને મન હોય અને સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર, મનબલ, વચનબલ, અને કાયબલ, આયુ અને શ્વાસોશ્વાસ એ **દશપ્રાણ** હોય, તે સૈની **જીવ** કહેવાય છે. આ સર્વ જીવોનું આયુ-જલચરજીવોનું આયુ કોટીપૂર્વનું, સરીસુપ, ગોધા વગેરેનું આયુ ૯ પૂર્વાંગનું, સર્પ વગેરેનું, ૪૨૦૦૦ વર્ષનું, પક્ષીનું ૭૨૦૦૦ વર્ષનું, ચતુષ્પદ (પશુ)નું ૩ પલ્યનું, મનુષ્યનું ૩ પલ્યનું, દેવ નારકીઓનું ૩૩ સાગરનું હોય છે અને સર્વ તિર્યંગ્ચ જીવોનું જઘન્ય આયુ અંતમુહૂર્ત્તનું હોય છે.

## देवनुं स्वरुप

दिव्वंति जह्मो णिच्च गुणे हिं अट्ठे हिं दिव्व भावे हिं
भासंतं दिव्व काया तह्मा ते बाण्णिया देवा ॥१॥

અર્થ—જેનાથી જીવ મનુષ્યયોનિમાં નહિ એવી અણિમા મહિમાદિક ઋદ્ધિના પ્રભાવથી મેરૂ, કુલાચલદ્વીપ

તથા સમુદ્ર વિષે ક્રીડા કરે તથા મોદન, દ્યુતિ, સ્તુતિ, કાન્તિ, વિજિગીષા, ગમનાદિકને પ્રાપ્ત હોય તથા અનેક ગુણો કરી પ્રકાશમાન હોય; સપ્તધાતુ, મલ, વાત, પિત્તાદિ દોષ રહિત પ્રભાસહિત જેનું શરીર હોય તે જીવ પરમાગમમાં દેવ કહેવાય છે તે ચાર પ્રકારના છે–**ભવનવાસી, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક.** જે દેવો ભવનમાં રહે છે તેને **ભવનવાસી** દેવ કહે છે તેના દશ ભેદ છે–અસુરકુમાર. નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાતકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વિપકુમાર, અને દિક્કુમાર. આ દશ પ્રકારના દેવોને ઉદ્ધતવેષભાષા, આભરણ, આયુધ, વાજા, વાહન, વસ્ત્ર, રાગ, ક્રીડા વગેરે રાજકુમારો સદ્દશ હોય છે તેથી તેમની **કુમારસંજ્ઞા છે.** અને અષ્ટગુણરૂપ ઋદ્ધિ સહિત, મણીમય દીપ્ત ભુષણયુક્ત જેમની કાન્તિ છે અને તપના પ્રભાવથી સુખરૂપ ભોગ ભોગવતા રહે છે, તેમનો આહાર [1]માનસિક હોય છે.

**અસુરકુમાર**—૧૦૦૦ વર્ષ ગયા પછી આહારની ઇચ્છા, ૧૫ દિવસ ગયા પછી ઉચ્છ્વાસ, શરીરની ઉંચાઇ ૨૫ ધનુષ અને આયુ ઉત્કૃષ્ટ એક સાગરનું હોય છે.

---

૧ જ્યારે આહારની ઇચ્છા થાય ત્યારે ગળામાં અમૃત ઝરી ક્ષુધાની શાન્તિ થવી. વેદના થાય નહિ તેને માનસિક આહાર કહે છે, તે સર્વ દેવોને હોય છે.

**નાગકુમાર, સુપર્ણકુમાર, દ્વીપકુમાર**—૧૨½ દિવસ ગયા પછી આહારની ઈચ્છા, ૧૨½ મુહૂ-ર્તે ઉચ્છ્વાસ, શરીરની ઉંચાઈ ૧૦ ધનુષ, ઉત્કૃષ્ટ આયુ નાગકુમારનું ૩ પલ્યનું, સુપર્ણકુમારનું ૨½ પલ્યનું અને દ્વીપકુમારનું ૨ પલ્યનું હોય છે. **ઉદધિકુમાર, વિદ્યુત્કુમાર, સ્તનિતકુમાર**—૧૨ દિવસ થઈ ગયા પછી આહારની ઈચ્છા, ૧૨ મુહૂ-ર્તે ઉચ્છ્વાસ, શરીરની ઉંચાઈ ૧૦ ધનુષ અને ઉત્કૃષ્ટ આયુ ૧½ પલ્યનું હોય છે. **અગ્નિકુમાર, દિક્કુમાર, વાતકુમાર**—૭½ દિવસ ગયા પછી આહારની ઈચ્છા, ૭½ મુહૂ-ર્તે ઉચ્છ્વાસ, શરીરની ઉંચાઈ ૧૦ ધનુષ અને ઉત્કૃષ્ટ આયુ ૧½ પલ્યનું હોય છે. આ સર્વ દશ પ્રકારના ભવન-વાસી દેવોનું જઘન્ય આયુ ૧૦૦૦૦ હજાર વર્ષનું હોય છે.

**વ્યન્તરદેવ**—જે દેવો સમુદ્ર, ગામ, નગર, રસ્તા, જલ, બાગ, વન, દેવકુલાદિ, જુદી જુદી દિશાઓમાં નિવાસ કરે તેને વ્યન્તર દેવ કહે છે. તેના-કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ એ આઠ ભેદ છે. તેમનું ઉત્કૃષ્ટ આયુ ૧ પલ્યથી કાંઈક અધિક અને જઘન્ય ૧૦૦૦૦ વર્ષનું હોય છે.

આ સર્વ ભવનવાસી અને વ્યન્તરદેવોનો નિવાસ આ-ચિત્રા પૃથ્વીના નીચા ત્રણ ભાગમાં છે. પ્રથમ **ખરભાગ**

બીજો પંકભાગ અને અબ્બહુલભાગ તેમાં પ્રથમ ખર-ભાગમાં ચિત્ર વૈડૂર્યાદિ સોળ પૃથ્વીઓ છે તેમાંથી પ્રથમ અને છેલ્લી એ બે પૃથ્વીઓને છોડી બાકી ૧૪ પૃથ્વીઓમાં અસુરકુમાર તથા રાક્ષસ, એ બે પ્રકારના દેવોને છોડીને ભવનવાસી ૯ પ્રકારના તથા વ્યન્તર સાત પ્રકારના દેવોનો નિવાસ છે. આ ભવનોમાં ૭૭૨૦૦૦૦૦ ભવન છે તેની અંદર તેટલાજ પર્વત અને તે પર્વત ઉપર એક એક જીન-મંદિર છે. પંકભાગમાં અસુરકુમાર અને રાક્ષસ જાતના દેવોનો નિવાસ છે. અબ્બહુલ ભાગમાં પ્રથમ નરક છે.

જ્યોતિષ્કદેવ—જે ઉદ્યોતરૂપ સ્વભાવયુક્ત હોય તે જ્યોતિષ્ક દેવ કહેવાય છે. તેમનાં આચિત્રા પૃથ્વીના ઉપર ૭૯૦ યોજન ઉપર એકએકના ઉપર ઉપર વિમાન છે, તે પાંચ પ્રકારે છે-સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, પ્રકીર્ણક અને તારા, તેમાં સર્વે જ્યોતિષ્ક દેવોના ચંદ્ર ઇન્દ્ર છે અને સૂર્ય પ્રતિન્દ્ર છે તેથી એક ચંદ્રની સાથે એક સૂર્ય, ૨૮ નક્ષત્ર, ૮૮ ગ્રહ, અને ૬૬૯૭૫ કોડાકોડી તારા પરિભ્રમણ કરે છે.

આ જ્યોતિષ્ક દેવોમાં કેટલાક તારાઓનું આયુ $\frac{1}{8}$ પલ્યનું અને કેટલાકનું $\frac{1}{4}$ પલ્યનું હોય છે. સૂર્યનું આયુ ૧ પલ્યને ૧૦૦૦ વર્ષનું હોય છે. વર્ણ સ્ફટીકમણી સમાન શ્વેત હોય છે. ચંદ્રનું આયુ ૧ પલ્ય ૧૦૦૦૦૦ વર્ષનું હોય છે. વર્ણ તાવેલા સુવર્ણ સમાન હોય છે. બુદ્ધનું આયુ

૧/૨ પલ્યનું અને વર્ણ સુવર્ણ સમાન, શુક્રનું આયુ ૧ પલ્ય ૧૦૦ વર્ષનું અને વર્ણ માલતીપુષ્પ સમાન ઉજ્વલ; **બ્રહસ્પતિનું** આયુ ૩/૪ પલ્યનું વર્ણ મુક્તાફલ તથા સ્ફટીક મણી સમાન; **મંગલનું** આયુ ૧/૨ પલ્યનું, વર્ણ લાખના રંગ સમાન લાલ; **શનીશ્ચરનું** આયુ ૧/૨ પલ્યનું; વર્ણ તાવેલા સુવર્ણ સમાન હોય છે. સૂર્યનાં ૧૨૦૦૦ કીરણ કઠોર, ચંદ્રમાનાં ૧૨૦૦૦ કીરણ શીતલ, શુક્રનાં ૨૫૦૦ કીરણ ઉજ્વલ અને ગ્રહાદિકનાં મંદ કીરણ હોય છે.

**વૈમાનિકદેવ**—જે દેવો વિમાનમાં રહે, તે વૈમાનિક દેવ કહેવાય છે, તેના બે ભેદ છે–**કલ્પોપન્ન** અને **કલ્પાતીત.**

**કલ્પોપન્ન**—જે દેવો કલ્પમાં રહે તેને કલ્પોપન્ન કહે છે–તે કલ્પ **સોળસ્વર્ગના** નામથી ઓળખાય છે. સૌધર્મ, ઇશાન, સનત્‌કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, બ્રહ્મોત્તર, લાન્તવ, કાપીષ્ટ, શુક્ર, મહાશુક્ર, સતાર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત; એ આઠ યુગલના સોળ સ્વર્ગ છે.

**કલ્પાતીત**—જે દેવો કલ્પમાં રહેતા નથી તે કલ્પાતીત કહેવાય છે. તે કલ્પની બહારના (ઉપરનાં) વિમાનો છે, તે નવ ગ્રૈવેયક, નવ અનુત્તર, વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજીત અને સર્વાર્થસિદ્ધિમાં રહેનાર કલ્પાતીત દેવ કહેવાય છે અને તેઓ **અહમિંદ્રના** નામથી ઓલખાય છે.

સૌધર્મથી સહસ્રારસ્વર્ગ સુધીના છ યુગલોમાં ઈંદ્રકવિમાન છે તેમાં ઇંદ્ર વસે છે અને શ્રેણીબદ્ધ વિષે દેવ વસે છે. આ બાર ઈન્દ્રોમાંથી ઉત્તર તરફના છ ઈન્દ્રો અલ્પસંસારી છે, દીર્ઘસંસારી નથી. અને દક્ષિણ શ્રેણીના છ ઈન્દ્રો એકાભવાવતારી છે. અને આ છ યુગલોમાં અવ્રતી સમ્યગ્દ્રષ્ટિ જીવ તથા જેને જન્મપર્યન્ત વિષય ગ્રામાદિક ગમન તજ્યા છે, મૌનાવલંબીછે, મંદકષાયી, ક્ષુધાતૃષાની બાધા સહનાર–**ચતુર્થગુણસ્થાની જીવ** ઉપજે છે અને વ્રત વિના આગળ જતો નથી. બાકીના સ્વર્ગ આનત, પ્રાણુત, આરણુ અને અચ્યુત; એ બે યુગલોમાં શ્રાવક, શ્રાવિકા, અને આર્યિકા પોતાના પૂર્ણતયા વ્રત પાલન કરવાથી ઉપજે છે. આગળ અહમિન્દ્ર લોકમાં જતા નથી.

દ્રવ્યચરિત્રધારી મુનિ અહમિન્દ્ર લોકમાં નવ ગ્રૈવેયક સુધી જાય છે, આગલ જતા નથી. અને આગળના ૧૪ વિમાનોમાં ભાવલીંગી મુનિજ જાય છે, તેમ મોક્ષસુખ પ્રાપ્ત કરે છે.

આચિત્ર પૃથ્વીથી ૯૯૦૪૦ યોજન ઉપર સૌધર્મ અને ઈશાન એ બે સ્વર્ગનું પ્રથમ પુગલ છે, તેમાં રહેનારા દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન પ્રથમ નરક

સુધી, શરીરની ઉંચાઈ ૭ હાથ, આયુ ઉત્કૃષ્ટ ૨ સાગરથી કાંઇક અધિક, જઘન્ય ૧ પલ્યથી કાંઈક અધિક, ૨૦૦૦ વર્ષ ગયા પછી આહારની ઇચ્છા અને ૨ પખવાડીએ ઉચ્છ્વાસ થાય છે.

**સાનત્કુમાર**, માહેન્દ્ર એ બે સ્વર્ગના યુગલમાં રહેવાવાળા દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન બીજા નરક સુધી, શરીરની ઉંચાઇ ૬ હસ્ત, આયુ ઉત્કૃષ્ટ ૭ સાગરથી કાંઇક અધિક, જઘન્ય બે સાગરથી કાંઈક અધિક, ૭૦૦૦ હજાર વર્ષ ગયા પછી આહારની ઇચ્છા અને ૭ પક્ષ ( ૩½ માસ) ગયા પછી ઉચ્છ્વાસ થાય છે.

**બ્રહ્મ**, બ્રહ્મોત્તર એ બે સ્વર્ગના યુગલમાં રહેનારા દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન ત્રીજા નરક સુધી, શરીરની ઉંચાઈ ૫ હસ્તની, આયુ ઉત્કૃષ્ટ બ્રહ્મ, બ્રહ્મોત્તર યુગલના દેવોનું ૧૦ સાગરથી કાંઈક અધિક, જઘન્ય ૭ સાગરથી કાંઈક અધિક, આહારની ઇચ્છા ૧૦૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૧૦ પક્ષ ( ૫ માસ ) ગયા પછી થાય છે. તથા લાન્તવ, કાપિષ્ટ યુગલના દેવોનું ઉત્કૃષ્ટ આયુ ૧૪ સાગરથી કાંઈક અધિક, જઘન્ય ૧૦ સાગરથી કાંઇક અધિક; આહારની ઇચ્છા ૧૪૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૧૪ પક્ષ (૭ માસ) ગયા પછી થાય છે. શુક્ર, મહાશુક્ર, સતાર, સહસ્રાર, એ બે યુગલોના દેવોને અવાધિજ્ઞાનના વિષયનું ગમન ચોથા નરક (પંકપ્રભા) સુધી છે. શરીરની ઉંચ્ચાઇ ૪ હસ્ત,

આયુ ઉત્કૃષ્ટ શુક્ર, મહાશુક્ર યુગલના દેવોનું ૧૬ સાગરથી કાંઈક અધિક છે, જઘન્ય ૧૪ સાગરથી કાંઈક અધિક છે. આહારની ઈચ્છા ૧૬૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૧૬ પક્ષ( ૮ માસ) ગયા પછી થાય છે. સતાર સહસ્રાર યુગલના દેવોનું ઉત્કૃષ્ટ આયુ ૧૮ સાગરથી કાંઇક અધિક, જઘન્ય ૧૬ સાગરથી કાંઈક અધિક છે. આહારની ઇચ્છા ૧૮૦૦૦ વર્ષ ગયા પછી અને આહારની ઇચ્છા ૧૮૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૧૮ પક્ષ (૯ માસ)ગયા પછી થાય છે.

**આનત**, પ્રાણુત યુગલના દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન પાંચમા નરક ( ધૂમપ્રભા ) સુધી છે. શરીરની ઉંચાઇ ૩ $\frac{1}{2}$ હસ્ત, આયુ ઉત્કૃષ્ટ ૨૦ સાગર અને જઘન્ય ૨૮ સાગરથી કાંઈક અધિક હોય છે. આહારની ઇચ્છા ૨૦૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૨૦ પક્ષ (૧૦ માસ) ગયા પછી થાય છે.

**આરણુ**, અચ્યુત યુગલના દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન પાંચમા નરક ( ધૂમપ્રભા) સુધી છે. શરીરની ઉંચાઇ ૩ હસ્ત, આયુ ઉત્કૃષ્ટ ૨૨ સાગરનું અને જઘન્ય ૨૦ સાગરથી કાંઇક અધિક છે. આહારની ઇચ્છા ૨૨૦૦૦ વર્ષ ગયા પછી અને ઉચ્છ્વાસ ૨૨ પક્ષ ( ૧૧ માસ ) ગયા પછી થાય છે.

નવ ગ્રૈવેયકના દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન

છઠ્ઠા નરક ( તમઃપ્રભા )સુધી છે. શરીરની ઉંચાઈ અધો-ગ્રૈવેયકના દેવોને ૨½ હસ્ત, મધ્યગ્રૈવેયકના દેવોને ૨ હસ્ત, ઉપરિ ગ્રૈવેયકના દેવોને ૧½ હસ્ત હોય છે, પરન્તુ આયુ ૧ ગ્રૈવેયકમાં ૨૩ સાગર, ૨ ગ્રૈવેયકમાં ૨૪ સાગર, ૩ ગ્રૈવેય-કમાં ૨૫ સાગર, ૪ ગ્રૈવેયકમાં ૨૬ સાગર, ૫ ગ્રૈવેયકમાં ૨૭ સાગર, ૬ ગ્રૈવેયકમાં ૨૮ સાગર, ૭ ગ્રૈવેયકમાં ૨૯ સાગર, ૮ ગ્રૈવેયકમાં ૩૦ સાગર, અને ૯ ગ્રૈવેયકમાં ૩૧ સાગરનું હોય છે. અનુદીશ વિમાનના દેવોને અવધિજ્ઞાનના વિષયનું ગમન સાતમા નરક (મહાતમઃપ્રભા) સુધી હોય છે. શરીરની ઉંચાઇ ૧½ હસ્ત અને સર્વદેવોનું આયુ ૩૨ સાગરનું હોય છે.

**વિજય**, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વા-ર્થસિદ્ધિના શરીરની ઉંચાઇ ૧ હસ્ત અને આયુ ૩૨ સાગરનું હોય છે, પરન્તુ સર્વાર્થસિદ્ધિના દેવોને જઘન્ય આયુ હોતું નથી. બાકીના દેવોને નીચેના દેવોનું ઉત્કૃષ્ટ તે ઉપરના દેવોનું જઘન્ય હોય છે.

**ભવનવાસીદેવ**, વ્યંતરદેવ, જ્યોતિષ્કદેવ અને સૌધર્મ, ઈશાન એ બે સ્વર્ગમાં રહેનારા દેવોને પોતાના અંગની દેવીઓ સાથે મનુષ્યની સમાન કલેશકર્મ કરી **કાયથી** મૈથુનસેવન થાય છે. અને બાકીના દેવોમાં સનત્કુમાર અને માહેન્દ્ર સ્વર્ગના દેવો પોતાની દેવીને મૈથુનની ઇચ્છા

ઉત્પન્ન જાણી નજીક પ્રાપ્ત થાય છે. ત્યાં તે દેવીના **સ્પર્શ માત્રથી** પ્રીતિને પ્રાપ્ત થાય છે તેથી કામની ઈચ્છા મટી જાય છે અને દેવી પણ તૃપ્ત થાય છે.

**બ્રહ્મ**, બ્રહ્મોત્તર; લાન્તવ, કાપીષ્ટ એ બે યુગલોના દેવો પોતાની દેવાંગનાના સ્વભાવથી સુંદર શ્રૃંગાર, આકાર, વિલાસ, ચતુરમનોજ્ઞવેષરૂપ લાવણ્યતાના **અવલોકન-માત્રથી** પરમ સુખને પ્રાપ્ત થાય છે.

**શુક્ર**, મહાશુક્ર; સતાર, સહસ્રાર; એ બે યુગલોના દેવો પોતાની દેવાંગનાનાં મધુર ગીત, કોમલ હાસ્ય, કોમલ વચન, ભૂષણના શબ્દ શ્રવણાદિરૂપ અમૃત પાન કરી પ્રીતિને પ્રાપ્ત થાય છે, તેનાથી મૈથુનની ઇચ્છા મટી જાયછે.

**આનત**, પ્રાણુત; આરણ, અચ્યુત; એ બે યુગલોના દેવો પોતાની દેવાંગનાનો મન વિષે **સંકલ્પ માત્ર કરવાથી** પરમ સુખને પ્રાપ્ત થાય છે અને તેનાથી મૈથુનની ઇચ્છા મટી જાય છે.

**નવગ્રૈવેયકના** ૩૦૯ વિમાન અને નવ અનુદિશ વિમાન પંચ પંચોત્તર વિમાનમાંના દેવોને **અહમિન્દ્ર** કહે છે અને તેમને કામસેવન નથી, તેમ ત્યાં દેવાંગના હોતી નથી,

તે કલ્પોમાં તથા કલ્પાતીત વિમાનોમાંના દેવોને શુભલેશ્યા, આયુ, વિજ્ઞાન પ્રભાવાદિક ઉપર ઉપરના વિમાનોમાં વધારે વધારે છે.

તે સવાર્થસિદ્ધિની ઉપર લોકના અગ્ર ભાગમાં ૪૫૦૦૦૦૦ યોજનની **સિદ્ધશીલા** છે તેમાં અનંતે સિદ્ધ બિરાજે છે, તેમની ઉત્કૃષ્ટ અવગાહના ૫૨૫ ધનુષ અને જઘન્ય અવગાહના ૩૩/૪ હસ્તની છે એવા સિદ્ધ ભગવાન જયાં એક બિરાજે છે ત્યાં અનેક બિરાજે છે તે એક જ-ગ્યાએ અનંત સમાયેલા છે. એવી રીતે તેમની અવગાહના શકિત છે. તે સિદ્ધ ભગવાન શરીર રહિત સુખ, પીંડ, સિદ્ધ પરમેષ્ટી વિઘ્ન રહિત જ્ઞાનોપયોગ દર્શનોપગોગથી યુક્ત સદા સુખી સર્વ લોક અલોકને નિરંતર અનંત પર્યાય સહિત જાણનાર પોતાના સ્વભાવમાં તિષ્ઠે છે. તે સિદ્ધ ભગવાન મહા શુદ્ધ, સર્વ વસ્તુઓના વેત્તા, જન્મ જરા મરણ રહિત અવિનાશી થયેલ અવિનાશ ધામ વિષે બંધન રહિત શાસ્વત તિષ્ઠે છે એવી રીતે ગૌતમસ્વામીએ શ્રેણીક રાજાને કહેલ છે.

**સૌધર્મથી** અચ્યુત સ્વર્ગપર્યન્ત સોળ સ્વર્ગની કલ્પ-સંજ્ઞા છે. તેનાથી ઉપર જે નવગ્રૈવેયકોમાં વૈમાનિક દેવ છે તે કલ્પાતિત કહેવાય છે, તે દેવ અહમિન્દ્ર નામથી વર્ણન કરાય છે અથવા તેમનું આચાર્યોએ અહમિન્દ્ર નામ કહેલ છે તેઓ કામ રહિત છે, તેમને સ્રીથી મૈથુન નથી તે કારણથી ત્યાં દેવાંગનાઓ હોતી નથી. અને તે દેવોનું શુભધ્યાન ઉત્તરોત્તર વધતું રહે છે તથા તે શુકલ લેશ્યાને

ધારણ કરવાવાલા છે. તેના ઉપર શ્રી જયન્તાદિક પાંચ (વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સવાર્થસિદ્ધિ) અનુત્તર વિમાન છે, તેમાં જે દેવ ઉત્પન્ન થાય છે, તે ત્યાંથી ચવીને મનુષ્ય થઈ અવશ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. સ્વર્ગોમાં રહેવાવાલા દેવોનાં શરીર સંપૂર્ણ, સુડોલ, દિવ્ય, મનોહર લક્ષણો સહિત, કામદેવ સમાન સુંદર; ધીર, પ્રસન્ન; હાર, કુંડલ, કેયુર વગેરેથી ભૂષિત અણીમા મહિમાદિ અષ્ટ ઋદ્ધિ સહિત, કાન્તાજન (સ્ત્રીઓને પ્રિય), ત્રણ શક્તિ (પ્રભુત્વ, મન્ત્ર, ઉત્સાહ) થી સહીત, તથા વિજ્ઞાન, પ્રવીણતા અને વિનયયુકત એવી રીતેના સ્વભાવ યુક્ત હોય છે અને તેમનો ઉપપાદજન્મ થાય છે. જેમ કોઈ રાજકુમાર સુઈ રહ્યા હોય અને ગીત વાદિત્રના શબ્દોથી, જય જય ઈત્યાદિ મંગળપાઠોથી તથા ઉત્તમોત્તમ શબ્દોથી સુખ નિદ્રાનો અભાવ થવાથી જાગી ઉઠી બેઠો થાય છે તેવીજ રીતે દેવ પણ ઉપપાદ શય્યામાંથી ઉઠી સાવધાન થઈ કાંઇ ભ્રમને દૂર કરી નેત્રોને ઉઘાડી ચારે તરફ દષ્ટી કરે છે. તે વખતે તે ઉત્પન્ન થયેલ દેવેન્દ્રનો અભિપ્રાય જાણીને નમસ્કાર કરી ત્યાંના મંત્રી દેવ એવી રીતે કહે કે–હે દેવ! અમ સેવકો ઉપર પ્રસન્ન થઇએ, નિર્મલ દષ્ટિથી દેખીએ અને હમારા પૂર્વાપર પરિપાટીના પ્રકાશને કરવાવાળા વચનોને સાંભલશો. તે સેવકો દેવ–સ્વર્ગની સંપૂર્ણ વિભૂતિની

સર્વ હકીકત કહે છે, તે વખતે ઈન્દ્ર . . . જ્ઞાનને પ્રાપ્ત થઈ પૂર્વ ભવ સંબંધી સમસ્ત વૃત્તાંતને જાણે છે. પછી મહાપ્રભાવ સહિત મહાવિભૂતિ યુક્ત સ્વર્ગોનાં સુખરૂપી સમુદ્રમાં નિમગ્ન રહી સમય વીતતા ખબર પડતી નથી. તે સ્વર્ગોનાં સુખોનું વર્ણન કરવામાં કોઈ સમર્થ નથી કારણકે તે સુખ પ્રયાસ વિના સ્વયમેવ ઉત્પન્ન થાય છે; તે સુખમાં રોગાદિક હોતા નથી અને સમસ્ત ઈન્દ્રિયોને તૃપ્ત કરવામાં સમર્થ છે અને સમસ્ત પ્રકારના વિષયોથી ઉત્પન્ન થયેલ છે તથા દિવ્ય સ્ત્રિયોના સંગમથી ઉત્પન્ન થયેલ છે. વિજ્ઞાન ચતુરાઈ જ્ઞાનાદિક ઐશ્વર્ય સહિત ઉત્પન્ન થયેલ છે, તેનું વર્ણન કોણ કરી શકે છે? કોઈ નહિ. એવી રીતે વૈમાનિક દેવનું આયુ, પ્રભાવ, સુખ, દ્યુતિ, લેશ્યાની વિશુદ્ધતા, અવધિજ્ઞાનનો વિષય ઉપર ઉપરના વિમાનોમાં અધિક અધિક છે, પરન્તુ ગમન, શરીરની ઉંચ્ચતા, પરિગ્રહ, અભિમાન હીન હીન છે. તથા તેમને શ્રાવકવ્રત તથા મુનિવ્રત હોતા નથી, પરન્તુ પ્રથમ મિથ્યાત્વગુણસ્થાનથી તે ચોથા અવિરતસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન સુધીનાં ચારિત્ર ધારણ કરી શકે છે.

## નારકીજીવોનું સ્વરૂપ

ण रमंति जदो णिच्चं दव्वे खित्ते य काल भावे य ।
अण्णोण्णे हिजह्मा तह्मा णारया भणिया ॥ (अर्थप्रकाशिका)

અર્થ—જે જીવો નરક સંબંધી આહારાદિ દ્રવ્યમાં તથા એક સમને આદિ લઇ પોતાના આયુના અંત સુધીના કાળમાં ચૈતન્ય પર્યાયરૂપભાવમાં રમતા નથી અથવા રમવા ચાહતા નથી અને રમવું અત્યન્ત નિકૃષ્ટ લાગે છે તથા ભવાન્તરમાં ઉત્પન્ન થતા વૈરથી ઉત્પન્ન થયેલ પરસ્પર નારકી જીવોના ક્રોધથી પુરાતન અથવા નવીન નારકી રાગી નહિ હોય, તેને **નરક** કહે છે અને તે નરકમાં જે ઉપજે તે **નારકી** કહેવાય છે. તેમને હમેશાં અશુભ લેશ્યા, અશુભ પરિણામ, અશુભ વેદના, અશુભ વિક્રિયા ઇત્યાદિ સર્વ અશુભજ હોય છે અને તે જીવોને ત્રીજા નરક સુધી અંબરીશ જાતિના અસુરકુમારો એક બીજાનું પૂર્વભવનું વૈર સ્મરણ કરાવી અત્યન્ત દુઃખી કરે છે તે નારકી જીવોના એકએકની નીચે એમ **સાત નરક** છે તે રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને મહાતમઃપ્રભા એ સાત છે. તેમાંના જીવોને (નારકી જીવોને) ભૂખ, તરસ એટલી તો લાગે છે કે આખી દુનિયાનું જલ તથા અનાજ ખાઇ પી લે, પણ

ભૂખ તરસ મટે નહિ, પરન્તુ તેમાં એક ટીપું પાણી અગર એક કણુ સરખું અનાજ પણ મલતું નથી. તેમાં પીડા, રોગ, આયુ, લેશ્યા અત્યન્ત નિકૃષ્ટ અને નીચે નીચેના નરકોમાં અધિક અધિક છે. આ નરકોમાં હિંસા, જુઠ, ચોરી, કુશીલ, મહાન આરંભી, વ્યસની, જુગારી, સુરાપાની, મિથ્યાત્વી, અવિરતિ, કષાયી અને રૌદ્રધ્યાની જીવો ઉપજે છે અને તે જીવો નપુંસક પંચેન્દ્રિય હોય છે. તે નરકોમાં કોઇ વજાગ્નિ સમાન ઉષ્ણ, કોઈ શીત ઉષ્ણતાથી વ્યાપ્ત, કોઇ હોમમયી અને કોઇ અંધકારમયી ભયાનક હોય છે. આવી રીતનું દુઃખ થવા છતાં તેમના શરીરનો આયુના અંત પહેલાં નાશ થતો નથી કારણકે તેમને વૈક્રિયક શરીર હોય છે તેથી તે કકડા કરવા છતાં પણ પારાની માફક મળી જાય છે. એવી રીતે નારકી જીવોને દુઃખ પડે છે, તેનું વર્ણન કોણ કરી શકે? આચાર્ય મહારાજ કહે છે કે તે નરકોના દુઃખોનું વર્ણન કોટીજન્મ લેવાથી પણ કોઇ કહેવાને સમર્થ નથી.

**પ્રથમ રત્નપ્રભા નરકમાં** જીવોનું આયુ ઉત્કૃષ્ટ ૧ સાગરનું અને જઘન્ય ૧૦૦૦૦ વર્ષનું હોય છે.

**બીજા શર્કરાપ્રભા નરકમાં** જીવોનું આયુ ઉત્કૃષ્ટ ૩ સાગરનું અને જઘન્ય ૧ સાગરનું હોય છે–

**ત્રીજા વાલુકાપ્રભાનરકમાં** જીવોનું આયુ ઉત્કૃષ્ટ ૭ સાગરનું અને જઘન્ય ૩ સાગરનું હોય છે.

**ચોથા પંકપ્રભા નરકમાં** જીવોનું ઉત્કૃષ્ટ આયુ ૧૦ સાગરનું અને જઘન્ય ૭ સાગરનું હોય છે.

**પાંચમા ધૂમપ્રભા નરકમાં** જીવોનું ઉત્કૃષ્ટ આયુ ૧૭ સાગરનું અને જઘન્ય ૧૦ સાગરનું હોય છે.

**છઠ્ઠા તમઃપ્રભા નરકમાં** જીવોનું ઉત્કૃષ્ટ આયુ ૨૨ સાગરનું અને જઘન્ય ૧૭ સાગરનું હોય છે.

**સાતમા મહાતમઃપ્રભા નરકમાં** જીવોનું ઉત્કૃષ્ટ આયુ ૩૩ સાગરનું અને જઘન્ય ૨૨ સાગરનું હોય છે.

## આ–કોણ જીવો ઉપજે છે?

અસંજ્ઞી જીવ જો નરક આયુ બાંધે, તો પ્રથમ રત્નપ્રભા નરકનુંજ બાંધે છે. અન્ય નરકોમાં જવા જેટલાં કર્મ તે જીવો કરી શક્તા નથી.

સરીસુપાદિ જીવો જો નરક આયુ બાંધે, તો બીજા નરક સુધી જાય છે, આગલ જવા જેટલાં કર્મ કરી શક્તા નથી.

ભેરૂંડાદિ (પક્ષી) ત્રીજા નરક સુધી જાય છે, આગળ જતા નથી.

વિષધર સર્પાદિ જીવો ચોથા નરકસુધી જાય છે, આગળ જતા નથી.

સિંહ વગેરે જીવો પાંચમા નરક સુધી જાય છે, આગળ જતા નથી.

સ્ત્રી છઠ્ઠા નરક સુધી જઇ શકે છે. આગળ જવા જેટલાં કર્મ કરી શક્તી નથી.

મચ્છ, મનુષ્ય સાતમા નરક સુધી જઇ શકે છે.

નારકીદેવ, ભોગભૂમિના એકેન્દ્રિય, વિકલત્રય જીવો મરીને નરકમાં ઉત્પન્ન થતા નથી, એવો નિયમ છે.

## નરકમાંથી નીકળી કયાં કયાં ઉપજે છે?

પ્રથમ નરકમાંથી નીકલેલ જીવો મનુષ્ય, તિર્યંન્ચ વિષે કર્મભુમિના સંજ્ઞી પંચેન્દ્રિયપર્યાપ્ત ગર્ભજ થાય છે, પરન્તુ ભોગભુમિમાં તથા અસંજ્ઞી લબ્ધિપર્યાપ્ત અને સન્મૂર્છન યોનિમાં ઉત્પન્ન થતા નથી–

બીજા નરકમાંથી નીકલેલા જીવો બલભદ્ર, નારાયણ, પ્રતિનારાયણ, ચક્રવર્તિ આદિ પદ પ્રાપ્ત કરી શકે છે.

ત્રીજા નરકમાંથી નિકલેલા જીવો કિંચિત્ તીર્થંકરપદ ધારક હોય તો હોય.

ચોથા નરકમાંથી નિકલેલા જીવો કિંચિત નીર્વાણ-ગમન કરે છે.

પાંચમા નરકમાંથી નિકલેલા જીવો કિંચિત મહાવ્રત ધારણ કરી મોક્ષગામી થાય છે.

છઠ્ઠા નરકમાંથી નીકલેલા જીવો સંયમાસંયમ અને દેશચારિત્ર ગ્રહણુ કરી શકે છે.

સાતમા નરકમાંથી નીકલેલા જીવો ક્રૂર તિર્યગ્ચ અને મનુષ્ય થતા નથી.

## मनुष्यनुं स्वरुप.

मण्णंति जदो णिच्चं मणेण णिउणा मणुक्कडा जह्मा।
मणुब्भवा य सव्वे तह्मा ते माणुसा भणिया॥(अर्थप्रकाशिका)

अर्थ—જે જીવ હેયોપાદેય (ગ્રહણુ કરવા યોગ્ય તથા ત્યાગ કરવા યોગ્ય) ને જાણે છે અને મને કરી નિપુણુ (અનેક અસિ, મસિ આદિ કર્મોમાં) હોય અને જેનો ચિન્તવનાદિકમાં દૃઢ ઉપયોગ હોય તથા જે મનુ (કુલકર) તેના સંતાન છે તેને મનુષ્ય કહે છે. તેના મોહનીયકર્મના તીવ્ર મંદ ઉદયાદિક અવસ્થાના નિમિત્તથી, શ્રદ્ધાન અને આચરણુના ભેદથી અનેક ભેદ થઈ ગયા છે.

શ્રદ્ધાનના ભેદથી-ધર્મના અને આચરણુના ભેદથી સમાજના ભેદની ઉત્પત્તિ થાય છે. કોઇ સમાજ ધર્મ અને આચરણુમાં સદૃશ છે અને કોઇમાં આચરણુની સમાનતા હોવાથી સદૃશતા નથી.

સમાજના (મનુષ્યના) મુખ્ય બે ભેદ છે-૧. [૧]આર્ય અને [૨]મલેચ્છ. આર્ય-જે મનુષ્યો આર્યખંડમાં રહે અને માંસોપજીવી નથી, તે આર્ય કહેવાય છે. મલેચ્છ-જે મનુષ્યો મલેચ્છખંડમાં રહે અથવા ઉત્પન્ન થાય તથા માંસોપજીવી છે તે મલેચ્છ કહેવાય છે. પરન્તુ આર્યખંડમાં ઉત્પન્ન થયેલ હોય પણ જો તે માંસોપજીવી હોય તથા પોતે સ્વયં તો માંસોપજીવી નથી, પરંન્તુ તેમના સાથે પંક્તિભોજન વિવાહસંબંધ વગેરે રાખે છે તે સર્વ મલેચ્છ છે. જેની અંદર પરસ્પર પંક્તિભોજન, વિવાહસંબંધ હોય છે તેનો સમાજ બની જાય છે અને જેની અંદર પંક્તિભોજન અથવા વિવાહસંબંધ પરસ્પર હોતાં નથી તેનો સમાજ પણ ભિન્ન ભિન્ન હોય છે.

આર્ય ચાર ભાગોમાં વિભાજિત કરી શકાય છે. જે [૩]શસ્ત્રોપજીવી છે, રક્ષા કરે, તે ક્ષત્રિય કહેવાય છે.

જે [૪]મસી, [૫]કૃષિ, [૬]વાણિજ્ય, એ કર્મોથી આજીવિકા કરે છે તે વૈશ્ય કહેવાય છે.

---

૧. સર્વે કર્મભૂમિમાં ૧૭૦ આર્યખંડ છે તેમાં ઉત્પન્ન થાય તે **આર્ય.** ૨. સર્વે કર્મભૂમિમાં ૧૭૦ આર્યખંડને છોડીને ૮૫૦ મલેચ્છખંડ છે તેમાં ઉત્પન્ન થાય તે **મલેચ્છ** કહેવાય છે. ૩. તલવાર, બંદૂક, બરછી, કટાર, વગેરેથી પ્રજાની રક્ષા કરે અને ભૂમિકરાદિ વસુલ કરી આજીવિકા કરે. ૪. રાજા તથા વ્યાપારીના લેણદેણના હિસાબ લખી તેના ઉપર આજીવિકા કરવી. ૫. ભોગોપભોગની સામગ્રીને પૃથ્વીમાં વાવી નવીન ઉત્પન્ન કરવી. ૬. ભોગોપભોગની કાચી સામગ્રીને તૈયાર કરી, કરાવી, તથા કરેલીનો ક્રયવિક્રય કરી આજીવિકા કરે તે.

જે કોઇ પણ કર્મની ઉપર આજીવિકા નહિ કરતાં સાધનપૂર્વક સ્વપરોપકાર કરતાં ઇતર વર્ણદ્વારા ભક્તિપૂર્વક પ્રાપ્ત દ્રવ્યથી સંતોષપૂર્વક પોતાના જીવનનો નિર્વાહ કરે છે તે **બ્રાહ્મણ** કહેવાય છે.

ક્ષુદ્ર—જે શિલ્પ અને વિદ્યા ઉપજીવી છે તે **શુદ્ર** કહેવાય છે.

ઉપર્યુક્ત ત્રણ પ્રકારના આર્ય-ક્ષત્રિય, વૈશ્ય અને બ્રાહ્મણ ઉચ્ચ કુલી ( ઉચ્ચ ગોત્રી ) કહેવાય છે કારણકે-

जाति गोत्रादि कर्माणि शुक्लध्यानस्य हेतवः ।
येषु तेस्युस्त्रयो वर्णाः शेषाः शुद्राः प्रकीर्तिता ॥

( सागरधर्मामृत )

अर्थ—શુકલધ્યાનના કારણભૂત એવા જે ઉત્તમ જાતિ ગોત્રાદિ કર્મયુક્ત જે હોય તે ક્ષત્રિય, વૈશ્ય અને બ્રાહ્મણ ત્રણ વર્ણ છે તેના સિવાય બાકીના શુદ્ર કહેવાય છે તેમના કુલ, જાતિ, આચરણ શુદ્ધ હોતા નથી તેથી તે મોક્ષ જવાને પાત્ર નથી અને ક્ષત્રિય, વૈશ્ય અને બ્રાહ્મણ એ ત્રણ જાતિ મોક્ષ જવાને પાત્ર છે.

સન્તાનક્રમથી જેનાં ઉચ્ચ આચરણ, ગોત્ર, જાતિ ચાલી આવેલી હોય તેને ઉચ્ચ કુલી (ગોત્રી ) કહે છે અને જેનાં સન્તાનક્રમ—નીચાચરણ, ગોત્ર, જાતિ ચાલી આવેલી

હોય, તેને નીચ કુલી ( ગોત્રી) કહેવાય છે તેથી ઉંચ્ચ કુલી નીચ કુલીના હાથનું ભોજન પણ કરતા નથી.

ઉત્તમ કુલી ક્ષત્રિય, વૈશ્ય અને બ્રાહ્મણ એ ત્રણ વર્ણવાલા ભવ્યાત્માઓ મુનિપદ ધારણ કરી કર્મનો ક્ષય કરી મોક્ષે જઇ શકે છે, પરન્તુ નીચ કુલી માત્ર શ્રાવકના ( ગૃહસ્થધર્મના ) પૂર્ણ ચારિત્ર ધારણ કરી અન્તમાં સમાધિમરણ ( સન્યાસમરણ ) સાધન કરી સોળમા સ્વર્ગ સુધી જઈ શકે છે. આગલ નવ ગ્રૈવેયક, અનુદિશ, પંચો-ત્તરાદિ જવાનાં નિર્મલ વ્રતો ચારિત્ર પાલન કરી શકતો નથી, તેથી તે મોક્ષ જવાને પાત્ર નથી, કિન્તુ શુદ્ર તો શું પણ તિર્યગ્ચ જીવો પણ જૈન ધર્મને ધારણ કરી પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે તેના સેંકડો અને હજારો દ્દષ્ટાંત પ્રથમાનુયોગના ગ્રન્થો જોવાથી માલુમ પડે છે, તેમાં કેટલાકનાં દ્દષ્ટાંત નીચે આપવામાં આવે છે–

આપણા અંતિમ તીર્થંકર મહાવીરસ્વામી તે ભવથી નવમા જન્મ પહેલાં જ્યારે સિંહની પર્યાયમાં હતા તે વખતે તેમને વનમાં કોઇ મહાત્માનાં દર્શન કરવા માત્રથી જાતિ સ્મરણ થઇ ગયું અને તેજ વખતે તે મહાત્માના ઉપદેશથી પોતાનો જાતિ સ્વભાવ ( જીવહિંસા કરવાનો ) છોડી દઇ શ્રાવકનાં વ્રતો અંગીકાર કર્યાં અને તેણે માંસ ખાવું છોડી દઈ સુકાં, તૃણ પાંદડાં ઉપર પોતાનું જીવન

વ્યતીત કરવા અંગીકાર કર્યું હતું તેના પ્રભાવથી તે **સિંહપર્યાયને** છોડીને **પહેલા સ્વર્ગમાં** જન્મ લીધો અને ત્યાંથી ચવીને ઉન્નતિ કરતાં અન્તમાં જૈન ધર્મના પ્રસાદથો **તીર્થંકરપદ** ( મોક્ષ) પદ પ્રાપ્ત કર્યું તે **મહાવીર-ચરિત્ર વાંચવાથી** માલુમ પડશે.

**શ્રી પાર્શ્વનાથપુરાણ**માં અરવિંદ નામના મુનિના ઉપદેશથી એક હાથીએ પણ જૈનધર્મ ધારણ કરી શ્રાવકનાં વ્રત ધારણ કર્યાં હતાં તેમ કરતાં કરતાં એક દિવસ તેને અધિક તરસ લાગવાથી તરસ્યો થયો, પણ તેણે નિયમ કરેલ હોવાથી આખરે તે તરસથી મરી ગયો, તેના પ્રસાદથી તે મરીને બારમા સ્વર્ગે દેવ થયો અને પછી તે ઉન્નતિ કરતાં અનુક્રમે કેટલાક જન્મે તે શ્રી પરમ પૂજ્ય પાર્શ્વ-નાથ **તીર્થંકરપદ** પ્રાપ્ત કરી મોક્ષ ગયો.

**શ્રી હરીવંશપુરાણ**માં એક કથા છે કે—એક કંસારાની પૂતગંધા નામની છોકરી હતી કે જેના શરીરે દુર્ગન્ધ આવતી અને તેને કોઇ પાસે બેસાડતું નહીં તેણે **સમાધિગુપ્ત મુનિના** ઉપદેશથી જૈનધર્મ ધારણ કરી શ્રાવકના વ્રત અંગીકાર કર્યાં અને ઘણો વખત આર્યિકા સાથે રહી, અન્તમાં સન્યાસ મરણ (**સમાધિમરણ**) સાધી સોળમે સ્વર્ગે દેવી ઉત્પન્ન થઇ અને ચવીને **શ્રી કૃષ્ણની પટરાણી રૂક્ષ્મણી** થઇ.

**શ્રી સુકુમાલચરિત્ર**માં લખેલું છે કે—એક ચાંડાલની છોકરી જે જન્મથી આંધળી હતી અને જેના શરીરમાંથી એટલી તો દુર્ગન્ધ આવતી કે તેને કોઇ પાસે રહેવા દેતું નહીં તેને ચંપાપુર નગરમાં અગ્નિભૂત નામના મુનિએ પોતાના ગુરૂ સૂર્યમિત્રની આજ્ઞાથી જૈનધર્મનો ઉપદેશ આપી શ્રાવકના વ્રત અંગીકાર કરાવ્યા તેના પ્રસાદથી ચાંડાલણીનો જીવ બે જન્મ લીધા પછી ત્રીજા જન્મમાં સુકુમાલ થયો.

**પુણ્યાશ્રવકથાકોષમાં**-પૂર્ણભદ્ર અને માનભદ્ર નામે બે વૈશ્ય ભાઇઓએ એક ચાંડાલને જૈનધર્મનો ઉપદેશ આપી શ્રાવકનાં વ્રત ગ્રહણ કરાવ્યા હતાં, તેના પ્રસાદથી તે મરીને સોળમા સ્વર્ગે મહાન ઋદ્ધિનો ધારક દેવ થયો.

**હરિવંશપુરાણ**માં ગંધમાદન પર્વત ઉપર પરવર્તક નામના ભીલને શ્રીધર આદિક બે ચારણમુનિઓએ જૈનધર્મનો ઉપદેશ આપી શ્રાવકનાં વ્રત અંગીકાર કરાવ્યાં હતાં તથા શ્રી નેમીનાથના ચાચા (દાદા) વાસુદેવે એક મલેચ્છ રાજાની કન્યા જેનું નામ જરા હતી તેની સાથે પરણાવ્યાં હતાં અને તેનાથી **જરત્કુમાર** પુત્ર ઉત્પન્ન થયો તે મહાન જૈનધર્મનો શ્રદ્ધાની હતો અને તેણે અન્તમાં મુનિદીક્ષા ધારણ કરી હતી.

ઉપર્યુક્ત કથાઓના પ્રમાણથી પ્રગટ થાય છે કે શુદ્રો તથા પશુઓએ પણ જૈનધર્મને ધારણ કરી પોતાના આત્માનું કલ્યાણ કર્યું છે. એવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચારે વર્ણ તથા તિર્યંગ્ચ જીવો પણ આપણા પરમપૂજ્ય મુનિ મહારાજાઓના ઉપદેશથી જૈનધર્મને ધારણ કરી પોતાના આત્માનું હિત કરી શકતા હતા, પરન્તુ તેમાંથી શુદ્ર મુનિવ્રત ધારણ કરી શકતા નહીં કારણકે તેમનામાં મુનિવ્રત ધારણ કરવાનાં નિર્મળ શુદ્ધ પરીણામ નહોતાં.

**મુનિવ્રત** તો બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ વર્ણજ ધારણ કરી શકે છે. આપણા મહાન પૂજ્ય તીર્થંકર, ચક્રવર્તી આદિ રાજાઓ પોતે ક્ષત્રીજ હતા અને હાલના વખતમાં પણ આપણા જૈનોમાં ઘણાખરા જૈની ભાઇઓ એવા છે કે જે ક્ષત્રિયોના કુળમાંથી (સંતાનક્રમથી) ચાલી આવેલા છે, પરંતુ તેમણે ક્ષત્રિયકર્મ છોડી દઇને વૈશ્યકર્મ અંગીકાર કરી લીધેલું છે, તેથી તે વૈશ્ય કહેવાય છે.

બ્રાહ્મણલોક પણ એવીજ રીતે જૈનધર્મને ધારણ કરતા હતા. આપણા પરમપૂજ્ય ગૌત્તમ ગણધર, ભદ્રબાહુસ્વામી, અકલંકસ્વામી, વિદ્યાનંદસ્વામી આદિ અનેક આચાર્યો બ્રાહ્મણજ હતા અને જેમણે ચોતરફ જૈનધર્મનો ડંકો ગજાવી જગતના જીવોનો ઉપકાર કર્યો હતો. જે

વખતે ભગવાન ઋષભદેવસ્વામીના પુત્ર ભરતચક્રવર્તિએ ક્ષત્રિય લોકોની પરીક્ષા લઈ જેઓને વધારે ધર્માત્મા જાણ્યા તેમનો એ બ્રાહ્મણવર્ણ સ્થાપન કર્યો તે વખતથી બ્રાહ્મણ (ગૃહસ્થી) જૈની ભાઇઓથી પૂજ્ય મનાતા હતા, તે ઘણા વખત સુંધી ચાલી આવ્યું, પરન્તુ પાછલથી સ્વચ્છંદી થઇ પોતાનાં ધર્મ, કર્મમાં શિથિલ થઇ જૈનધર્મથી વિમુખ થયા, ત્યારપછી જૈનોએ તેમને પૂજવા-માનવા છોડી દીધા.

વૈશ્ય પણ જેવી રીતે જૈનધર્મને ધારણ કરે છે, તેવીજ રીતે પ્રથમ પણ જૈનધર્મને ધારણ કરતા હતા.

શુદ્રો પણ જૈનધર્મને ધારણ કરી અગ્યાર પ્રતિમા-ધારક ક્ષુલ્લક સુધી હોઇ શકતા હતા, તે હાલમાં પણ શુદ્ર જૈની મોજુદ છે. ઘણાએ કંસારા આદિ જૈનો શુદ્રોનાં કર્મ કરે છે.

એવી રીતે મનુષ્ય જાતિમાં સર્વ જાતિ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર જૈન ધર્મને ધારણ કરી પોતાના આત્માનું શ્રેય કરી શકે છે, કારણકે સર્વ ૮૪૦૦૦૦૦ (ચોર્યાસી લાખ) જીવ યોનિમાં મનુષ્ય જન્મ સૌથી શ્રેષ્ઠ છે, તે વારંવાર મળવો દુર્લભ છે, માટે સારા ખોટાની, હિત અહિતની, સત્ય અસત્યની પરીક્ષા કરી જેનાથી શ્રેષ્ઠ રીતે આત્માનું હિત થાય, તેવીરીતે વર્તવું જોઇએ.

મનુષ્ય ધર્મની સાફલ્યતા ત્યારેજ થાય છે કે જયારે ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરૂષાર્થ સાધન થાય અને ત્યારેજ ઉત્તમોત્તમ સુખ પ્રાપ્ત થાય છે તે વિના બીજી કોઇ પણ રીતે સુખ મળતું નથી. નીતિકારોએ કહ્યું છે કે—

त्रिवर्ग संसाधनमन्तरेण पशोरिवायुर्विफलंनरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति न तद्विना यद्भवतोऽर्थकामौ ॥

અર્થ—ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થોના સાધનથીજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે તેમાં પણ ધર્મ પ્રધાન કારણકે ધર્મ વિના અર્થ અને કામ ઉપલબ્ધ થતાં નથી. છે, કારણકે **અર્થ ( પૈસો ) ધર્મથીજ પ્રાપ્ત થાય** છે અને પૈસો હોવાથી **કામ** ( ભોગ ઉપભોગ ) પ્રાપ્ત થાય છે, પરન્તુ જો ધર્મને નહિ સાધન કર્યો હોય અને માત્ર અર્થ અને કામમાં લીન રહ્યા હોઇએ, તો ધર્મની સહાયતા વિના અન્ય કોઇપણ રીતે પ્રાપ્ત થતાં નથી અને અનેક વિઘ્નો આવી મેળવેલી અર્થકામરૂપ સામગ્રી નાશ થઇ જાય છે. શ્રી વાદિભસિંહસૂરીએ '**ક્ષત્રચૂડામણી**' માં કહ્યું છે કે:—

परस्पराविरोधेन त्रिवर्गो यदि सेव्यते ।
अनर्गलमदः सौख्यमपवर्गोऽप्यनुक्रमात् ॥

અર્થ—જ્યારે ધર્મ, અર્થ અને કામનું એક બીજાના વિરોધ વગર યથાયોગ્ય સેવન કરાય ત્યારે નિર્વિઘ્ન સુખ પ્રાપ્ત થાય છે, એટલુંજ નહિ પણ અનુક્રમે ચોથો પુરૂષાર્થ જે મોક્ષ, તેની પ્રાપ્તિ થાય છે.

धर्म–स्वदारसंतोषाद्यात्मकः संयमलक्षणो देवादिपरिचरणस्वरुपः सत्पात्रदानादि स्वभावः धर्मः ॥ અર્થ–પોતાની સ્ત્રીમાં રત હોવામાં સંતોષ, સંયમલક્ષણ, ક્ષમા, દેવગુરૂની સેવા, શાસ્ત્રવિનય, પઠનપાઠન, સત્પાત્રદાન વગેરે સ્વભાવયુક્તને **ધર્મ** કહે છે.

**अर्थ**–वेश्यादिव्यसनव्यावर्त्तनेन निष्प्रत्यूहमर्थस्योपार्जनादुपार्जितस्य च रक्षणाद्रक्षितस्य च वर्धनाद्यथाभाग्यं ग्रामसुवर्णादि संपत्तिः ॥

અર્થ–વેશ્યાગમન, સપ્તવ્યસન વગેરેનો ત્યાગ કરી, નિર્વિઘ્નપણે દ્રવ્ય મેળવી તેનું રક્ષણ કરી રહેલ પોતાના ભાગ્ય (પુણ્ય) પ્રમાણે પ્રાપ્ત થયેલી ગ્રામ, સુવર્ણાદિ સંપત્તિને **અર્થ** કહે છે.

**काम**–यथेष्टमाभिमानकरसानुविद्धसर्वेन्द्रियप्रीतिहेतुः कुल्यांगना संगिनां सुप्रतीता कामः ॥ અર્થ–આત્માના શુદ્ધ વિચારને નાશ કરનાર એવી જે ઇન્દ્રિયોના વિષયોમાં પ્રીતિ તેના કારણરૂપ જે પદાર્થ તે કામ, તેની कुल्यांग (સ્ત્રીનો સંગ) પ્રીતિને કામ કહે છે.

ઉપર પ્રમાણે અનુક્રમે ધર્મ, અર્થ અને કામને સાધન કરવાથીજ સુખની પ્રાપ્તિ થાય છે, કારણકે ધર્મ વિના અર્થ અને કામનું અન્ય કોઈપણ રીતે સુખ પ્રાપ્ત થતું નથી, કારણકે અર્થ અને કામ ધર્મવિના ઉપલબ્ધ થતાં નથી. જેમ ફલની ઇચ્છા કરનાર પુરૂષ ઝાડને મૂળમાંથી કાપી નાંખે તો તેનાથી ફલને પ્રાપ્ત કરી શકતો નથી, તેવીજ રીતે ધર્મરૂપી વૃક્ષને મૂળમાંથી કાપી અર્થ અને કામને મેલવી સુખી થવા ઇચ્છે તો ક્યાંથી થાય? નહિજ થાય, કારણકે **અર્થ અને કામ તે ધર્મરૂપી વૃક્ષનાં ફલ છે**, માટે સુખની ઇચ્છા કરનાર ભવ્યાત્માઓએ પ્રથમ

ધર્મને ધારણ કરી અર્થ અને કામ સાધન કરવાં જોઈએ. એકલા ધર્મને પણ ધારણ કરવાથી સુખ પ્રાપ્ત થતું નથી, તેમ એકલા અર્થ (પૈસા)થી પણ સુખ પ્રાપ્ત થતું નથી, તેમ એકલા કામથી પણ સુખ પ્રાપ્ત થતું નથી, પરન્તુ **ધર્મ, અર્થ અને કામ** એ ત્રણ પુરૂષાર્થને અનુક્રમે વિરોધ રહિત સાધન કરવાથી **ઉત્તમોત્તમ સુખ મોક્ષ** (ચોથું પુરૂષાર્થ) પ્રાપ્ત થાય છે.

એવી રીતે સંસારી જીવની ૮૪૦૦૦૦૦ યોનિમાં આ મનુષ્ય અવતાર સૌથી શ્રેષ્ઠ છે, કારણકે દરેક મનુષ્યને સુખ, દુઃખને પ્રાપ્ત થવાના કારણ સમજવાની **બુદ્ધિ, જ્ઞાન, દર્શન** વગેરે પ્રાપ્ત થયેલ છે, તેમાં વળી કર્મભૂમિના મનુષ્યોનો જન્મ સફલ છે, કારણકે ભોગભૂમિના મનુષ્યોને સુખ ભોગવવામાં મનુજ્ઞાન હોવાથી દુઃખનું જ્ઞાન હોતું નથી, તેથી કર્મભૂમિના મનુષ્યો જેવું જોઈએ તેવું યથાર્થ સુખ સાધી શકે છે, કારણકે કર્મભૂમિના મનુષ્ય સિવાય તપ અને મોક્ષ એ બે અન્ય કોઈ યોનિમાં હોતું નથી, તેથી કર્મભૂમિનો મનુષ્ય શ્રેષ્ઠ છે, તેમાં વળી ઉત્તમકુળ, ઉત્તમનિરોગતા, ધન, વિદ્યા, ઉત્તમકુટુંબ વગેરે મળવું ઘણું દૂર્લભ છે. કદાચ આવી ઉત્તમ સામગ્રીની પ્રાપ્તિ થાય, તો તપ અને મોક્ષરૂપી શ્રેષ્ઠ રત્નત્રયધર્મને ધારણ કરવા જોઈએ અને તેનાથીજ મનુષ્યજન્મની સાફલ્યતા છે, તે સિવાય અન્ય કોઈ પણ રીતે મનુષ્યજન્મની સાફલ્યતા નથી.

# જીવના ઉત્પત્તિ સ્થાન, શરીર, ગતિ, ઈત્યાદિનું સ્વરૂપ.

ઉપર્યુક્ત વિસ્તારપણાથી સંસારીજીવના ૮૪૦૦૦૦૦ ભેદ છે અને સામાન્યપણાથી નવ ભેદ છે-સચિત્ત, શીત, સંવૃત્ત, અચિત્ત, ઉષ્ણ, વિવૃત્ત, સચિત્તાચિત્ત, શીતોષ્ણ, સંવૃત્તવિવૃત્ત એ નવપ્રકાર **યોનિના** નામથી ઓળખાય છે.

**સચિત્તયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ ચેતનારહિત હોય તેને સચિત્ત યોનિ કહે છે.

**શીતયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ શીત હોય તેને શીત યોનિ કહે છે.

**સંવૃત્તયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ પ્રગટરૂપ નહિ દેખાય, તેને સંવૃત્તયોનિ કહે છે.

**અચિત્તયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલ સમુહ અચેતયુક્ત હોય, તેને અચિત્તયોનિ કહે છે.

**ઉષ્ણયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ ઉષ્ણ હોય, તેને ઉષ્ણયોનિ કહે છે.

**વિવૃત્તયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ પ્રગટરૂપ હોય, તેને વિવૃત્તયોનિ કહે છે.

**સચિત્તાચિત્તયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ ચેતનાસહિત, ચેતનારહિત (અચેતન) એ બન્ને મિશ્રરૂપ હોય, તેને સચિત્તાચિત્તયોનિ કહે છે.

**શીતોષ્ણયોનિ**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ શીત, ઉષ્ણ એ બન્ને મિશ્રરૂપ હોય, તેને શીતોષ્ણયોનિ કહે છે.

**સંવૃત્તવિવૃત્ત**—જે જીવોને ઉત્પન્ન થવાની યોનિરૂપ પુદ્ગલસમુહ કોઈ ખુલ્લા, કોઈ ઢાંકેલા એ બન્ને મિશ્રરૂપ હોય, તેને સંવૃત્તવિવૃત્તયોનિ કહે છે.

એવી રીતે નવ પ્રકારે જીવોના ઉત્પત્તિસ્થાન (જન્મયોનિ) છે. સર્વ સંસારીજીવોને **જન્મ** લેવાના (નવીન શરીર ધારણ કરવાના) ત્રણ પ્રકાર છે. **સમ્મૂર્છન-જન્મ, ગર્ભજન્મ,** અને **ઉપપાદજન્મ.**

**સમ્મૂર્છનજન્મ**—પોતાનાયોગ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવના વિશેષથી ત્રણલોકમાં (ઉર્દ્ધ અધઃ તિર્યગ્) સર્વ તરફ પુદ્ગલનું ગ્રહણ કરી દેહના અવયવની રચન (શરીરનું બનવું) થાય તેને સમ્મૂર્છન જન્મ કહે છે અર્થાત્ પિતાના વીર્ય તથા માતાનાં રજના સંયોગ વિના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવના નિમિત્તથી શરીરની રચના થવી, તેને સમ્મૂર્છનજન્મ કહે છે.

. **ગર્ભજન્મ**—સ્ત્રીના ઉદર વિષે માતાના રૂદ્ધિર (રજ) અને પિતાના વીર્યના મિશ્રણથી જન્મ થવો, તેને **ગર્ભજન્મ** કહે છે, તેના ત્રણ ભેદ છે. જરાયુજ, અંડજ અને પોતજ-

**જરાયુગર્ભજન્મ**—જાળની સમાન માંસ અને રૂધિરથી વ્યાપ્ત એક પ્રકારની થેલીઓથી લપેટાયેલા પેદ (ઉત્પન્ન) થાય, તેને જરાયુજ કહે છે અર્થાત્ જાળની

સમાન માંસ રૂધિરથી વ્યાપ્ત થેલીને જરાયુ કહે છે અને તેમાં ઉત્પન્ન થાય તે જરાયુજ કહેવાય છે. મનુષ્ય, પશુ આદિ જરાયુજ છે.

**અંડજ**—માતાનાં રજ અને પીતાના વીર્યથી નખની ત્વચા સમાન કઠણ ગોલગોલ આવરણ હોય, તેને અંડા (ઇંડા) કહે છે અને તેમાં જે ઉપજે, તે અંડજ જીવ કહેવાય છે. હંસ, કપોત, પક્ષી આદિ અંડજ છે.

**પોતજ**—જેના ઉપર કોઈ પણ આવરણ (જરા અથવા અંડા) ન હોય અને માતાના ઉદરથી નિકલતાંજ ચાલવા ફરવા લાગી જાય, તેને પોતજ કહે છે. સિંહ, વ્યાઘ્ર, સુવરાદિ પોતજ છે.

**ઉપપાદજન્મ**—માતાનાં રજ અને પિતાના વીર્યવિના દેવ અને નારકીઓને જન્મ થાય છે, તેમાં દેવોને તો પ્રસુતિસ્થાન ( જન્મસ્થાન ) શુદ્ધ, સુગંધ, કોમલ સંપુટના આકારે શય્યા છે, તેમાં ઉત્પન્ન થઈ જીવ અંતમુહૂર્ત્તમાં પરિપૂર્ણ યૌવનવાન થઈને જેમ કોઈ શય્યામાં સુતેલો જાગ્રત થઈ આનંદસહિત બેસે છે, તેવી રીતે દેવોને ઉપપાદજન્મ થાય છે. અને નારકી જીવોને ઉત્પન્ન થવાને બીલને વિષે મધપુડાની સમાન અધોમુખ ઉષ્ટ્રમુખાદિકના આકારે છોટા મુખનાં ઉત્પત્તિસ્થાન છે, તેમાં નારકી જીવો ઉપજી અધોમસ્તક ઉંચે પગથી મહાઉષ્ણાદિક વેદનાથી નીકલી વિલાપ કરતા ભૂમિ વિષે પડે છે, એવી રીતે દેવ અને નારકીઓને ઉપપાદજન્મ હોય છે.

ગર્ભજ અને ઉપપાદજન્મવાળા જીવોને છોડી બાકીના એકેન્દ્રિયાદિક તિર્યગ્ચ જીવોનો **સન્મૂર્છનજન્મ** છે.

ચાર પ્રકારના દેવ અને નારકી જીવોને સચિત્ત, શીત, અને ઉષ્ણયોનિ હોય છે. ગર્ભજ જીવોને સચિત્તાચિત્ત, શીત, ઉષ્ણ, શીતોષ્ણ અને સંવૃત્તવિવૃત્તયોનિ હોય છે.

સમ્મૂર્છન જીવોને સચિત્ત, અચિત્ત, સચિત્તાચિત્ત; શીત, ઉષ્ણ અને શીતોષ્ણ યોનિ હોય છે, તેમાં તેજકાયિક જીવોને ઉષ્ણ યોનિ હોય છે.

**વિકલેન્દ્રિય** (બે ઇન્દ્રિય, ત્રણેન્દ્રિય, ચારેન્દ્રિય,) જીવોને વિવૃત્તયોનિ હોય છે. તથા દેવ, નારકી અને એકેન્દ્રિય જીવોને પણ વિવૃત્તયોનિ હોય છે તેમજ સમ્મૂર્છન પંચેન્દ્રિય જીવોને વિવૃત્તયોનિ હોય છે.

એ રીતે ત્રણ પ્રકારના જન્મધારક જીવોના ઉત્પત્તિસ્થાન(યોનિ) છે.

## જીવોને શરીર કેટલા હોય છે?

**ઉત્તર**—સર્વે સંસારી જીવોને પાંચ પ્રકારના શરીર હોય છે તે ઔદારિક, વૈક્રિયક, આહારક, તૈજસ અને કાર્માણ શરીર છે.

**ઔદારિક શરીર**—જે જીવોને ઔદાર (સ્થૂલ) શરીર હોય તેને ઔદારિક શરીર કહે છે, તે ગર્ભજ અને સમ્મૂર્છન જીવોને હોય છે.

**વૈક્રિયકશરીર**—જે જીવોને એક, અનેક, સૂક્ષ્મ, સ્થૂલ, હલકા, ભારી ઈત્યાદિક વિકારયોગ્ય શરીર હોય તેને વૈક્રિયક શરીર કહે છે. તે દેવ અને નારકી જીવોને હોય છે અને તે મનુષ્ય તિર્યંન્ચ જીવોને પણ લબ્ધિથી પ્રાપ્ત થાય છે.

**આહારક શરીર**—શુભ, અશુભ, વ્યાઘાતરહિત ચંદ્રકાંતમણી સમાન શ્વેત, અતિસુંદર, શુભરૂપ, સપ્તધાતુ ઉપધાતુ રહિત, પ્રમત્તસંયમી મુનિને સૂક્ષ્મ પદાર્થના નિર્ણય માટે, સંયમની રક્ષા માટે, તેમના મસ્તકથી એક-હસ્ત પ્રમાણ ઉચ્ચ સમચતુરસ્રસંસ્થાન યુક્ત, મૂળ શરી-રને છોડયા વિના આત્માના પ્રદેશરૂપ શરીર નીકળી કેવ-લીભગવાનના નિકટ જઈ સૂક્ષ્મ પદાર્થાદિકનો નિર્ણય કરી અંતર્મુહૂર્તમાં પાછું આવી તેજ મુનિના આત્મપ્રદેશમાં પ્રવેશ કરે, તેને આહારક શરીર કહે છે.

**તૈજસ શરીર**—જે તેજના નિમિત્તે હોય, તે તૈજસ શરીર છે.

**કાર્માણ શરીર**—જે જ્ઞાનાવરણાદિ કર્મના સમૂહરૂપ છે તે કાર્માણ શરીર છે. ઔદારિક શરીરથી વૈક્રિયક શરીર સૂક્ષ્મ, વૈક્રિયકશરીરથી આહારક સૂક્ષ્મ, આહારકથી તૈજસ-શરીર સૂક્ષ્મ અને તૈજસથી કાર્માણશરીર સૂક્ષ્મ હોય છે, પરન્તુ ઔદારિકશરીરના જેટલા પરમાણુ છે તેનાથી અસંખ્યાતગણા વૈક્રિયકશરીરના પરમાણુ છે. વૈક્રિયક શરી-

રના જેટલા પરમાણુ છે, તેનાથી અસંખ્યાતગણા આહારક શરીરના પરમાણુ છે. આહારક શરીરના જેટલા પરમાણુ છે, તેનાથી અનંતગણા પરમાણુ તૈજસમાં છે. તૈજસ-શરીરમાં જેટલા પરમાણુ છે, તેનાથી અનંતગણા પરમાણુ કાર્માણશરીર વિષે છે.

આ **તૈજસ** અને **કાર્માણ** શરીર અન્ય મુર્ત્તિમાન પુદ્ગલાદિકથી રોકાતા નથી. જેમ અગ્નિના પરમાણુ સૂક્ષ્મ પરિણામ નથી અને લોહના પીંડમાં પ્રવેશ કરે છે, તેવીજ રીતે તૈજસ અને કાર્માણ; એ બન્ને શરીર વજ્રમય પટ-લાદિકથી પણ રોકાતા નથી અને તેનો આત્મા સાથે અનાદિ સંબંધ છે અને તે સમસ્ત સંસારી જીવોને હોય છે. જો આ બે શરીર નહિ હોય તો સંસારીપણું પણ નહિ હોય.

આ જીવોને એક સાથે ચાર શરીર[૧] હોય છે, પાંચ હોતા નથી. જો બે શરીર હોય તો તૈજસશરીર અને કાર્માણશરીર હોય છે તે જીવને તેની વિગ્રહગતિમાં હોય છે અને ત્રણ શરીર હોય તો ઔદારિક, તૈજસ અને કાર્માણ શરીર મનુષ્ય અને તિર્યંગ્-ચજીવોને વિગ્રહગતિ વિના અન્ય અવસરમાં હોય છે. અથવા વૈક્રિયક, તૈજસ અને કાર્માણ એ ત્રણ શરીર હોય તો દેવ નારકી જીવોને હોય છે. અને ચાર શરીર હોય તો ઔદારિક, આહારક, તૈજસ અને કાર્માણ એ ચાર શરીર પ્રમત્તસંયમી મનુષ્ય (મુનિ)ને હોય છે.

---

૧ વૈક્રિયક શરીર અને આહારક શરીરનો યુગપત્ સંભવવાનો અસંભવ છે, તેથી પાંચ શરીર યુગપત (સાથે) હોતા નથી.

## જીવની ગતિ કેવી રીતે છે ?

**ઉ-તર**—જીવ એક શરીરને છોડી અન્ય શરીરમાં જાય, તેને **ગતિ** કહે છે અર્થાત્ જીવની અવસ્થાવિશેષને ગતિ કહે છે. તે મનુષ્યગતિ, દેવગતિ, નરકગતિ અને તિર્યગ્ચગતિ એ ચાર પ્રકારે છે.

**મનુષ્યગતિ**—જ્યારે જીવ મનુષ્યયોનિના શરીરને ધારણ કરે, ત્યારે તેને મનુષ્યગતિ કહે છે.

**દેવગતિ**—જ્યારે જીવ દેવયોનિના શરીરને ધારણ કરે, ત્યારે તેને દેવગતિ કહે છે.

**નરકગતિ**—જ્યારે જીવ નારકી જીવોની યોનિના શરીરને ધારણ કરે, ત્યારે તેને નરકગતિ કહે છે.

**તિર્યગ્ચગતિ**—જ્યારે જીવ તિર્યગ્ચયોનિના શરીરને ધારણ કરે ત્યારે તેને તિર્યગ્ચગતિ કહે છે.

જ્યારે જીવ શરીરને છોડતાં (મરણ થતાં) નવીન શરીર ધારણ કરવાને ગમન કરે છે, તે આકાશના પ્રદેશોની શ્રેણી (પંક્તિ)રૂપ ઉર્ધ્વ, અધઃ કે તિર્યગ્ગમન કરેછે, વિદિશામાં ગમન કરતો નથી.

જીવ, ઉર્ધ્વથી અધોગતિ કરે છે. અધોથી ઉર્ધ્વંગતિ કરે છે. અને તિર્યગ્લોકથી અધોગતિ અથવા ઉર્ધ્વ ગતિ કરે છે.

**મુક્તજીવની ગતિ**—વક્રતારહિત શ્રેણીબદ્ધ ગતિ કરી એક સમયમાત્રમાં સાત રાજુ સીધું ગમન કરી સિદ્ધક્ષેત્રમાં જઈ તિષ્ઠે છે.

**સંસારીજીવોની ગતિ**—જો સરલગતિ થાય તો એક સમયમાત્રમાં નવીન શરીર ધારણ કરી લેછે. અને જો વક્રગતિ થાય તો એક, બે, ત્રણ મોડારૂપ ચાર સમયના પહેલાં નવીન શરીર ધારણ કરી લેછે.

જે જીવની વક્રતારહિત સરલગતિ થાય છે તેને **ઋજુગતિ** કહે છે.

જીવ વિગ્રહગતિમાં એક સમય, બે સમય, ત્રણ સમય, અનાહારક રહે છે.

**અનાહારક**—ઔદારિક, વૈક્રિયક, આહારક શરીરને યોગ્ય તથા છ પર્યાપ્તિને યોગ્ય પુદ્‌ગલવર્ગણાનું ગ્રહણ તે આહાર છે. તે શરીરને યોગ્ય પુદ્‌ગલવર્ગણાનું ગ્રહણ નહિ કરવું, તેને **અનાહારક** કહે છે.

જે જીવ એક મોડા લઈ (વક્રતાથી) અન્ય શરીર (નવીન શરીર) ધારણ કરે તે એક સમય અનાહારક છે.

જે જીવ બે મોડા લઈ (વક્રતાથી) અન્ય શરીર (નવીન શરીર) ધારણ કરે તે બે સમય અનાહારક છે.

જે જીવ ત્રણ મોડા લઈ (વક્રતાથી) અન્ય શરીર ધારણ કરે તે ત્રણ સમય અનાહારક છે.

એવી રીતે જીવ એક, બે, ત્રણ સમયમાં નવીન શરીર ધારણ કરી લે છે તે નવીન શરીર ધારણ કરવાના ગમન વિષે **કાર્માણયોગ** છે.

**કાર્માણુયોગ**—કાર્માણુ શરીરને કર્મ કહે છે તે કાર્માણુ શરીરદ્વારા આત્માના પ્રદેશોનો સકંપ થવો તેને **કાર્માણયોગ** કહે છે. તે સમસ્ત કર્મગ્રહણુ કરવાના બીજભૂત છે, તેથી જીવ સંસારમાં પરિભ્રમણુ કર્યા કરે છે. તે કાર્માણુયોગનો નાશ થવાથી મુક્તિ પ્રાપ્ત કરે છે,

નારકી અને સમ્મૂર્છન જીવો નપુંસક હોય છે. બાકીના જીવો–દેવ, મનુષ્ય અને તિર્યગ્ચ જીવો સ્ત્રીવેદ, પુરુષવેદ સહિત હોય છે.

## *લેશ્યાનું સ્વરૂપ.

लिम्पत्यात्मीकरोत्यात्मा पुण्यपापे यया स्वयम् ।

सा लेश्येत्युच्यते सद्भिः द्विविधा द्रव्यभावतः ॥१॥

**अर्थ**–જે મનવચન કાયરૂપ યોગોથી આત્મા પોતે પુણ્ય અથવા પાપ સ્વીકાર કરે ( ગ્રહણુ કરે ) તેને લેશ્યા કહે છે, તેના બે ભેદ છે. ૧. દ્રવ્યલેશ્યા અને ૨. ભાવલેશ્યા.

**દ્રવ્યલેશ્યાનું સ્વરૂપ**—

प्रवृत्तिर्यौगिकी लेश्या कषायोदयरञ्जिता ।

भावतो द्रव्यतो देहच्छविः षोढोभयी मता ॥२॥

**अर्थ**–ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયના ઉદયથી અનુરક્ત મનવચનકાયરૂપ યોગની પ્રવૃત્તિની ક્રિયા તે **ભાવલેશ્યા** અને તે પ્રવૃત્તિ શરીરને થાય તે **દ્રવ્યલેશ્યા** છે.

**દ્રવ્યલશ્યાના ભેદ**—

कृष्णा नीलाऽथ कापोती पीता पद्मा सिता स्मृता ।
लेश्या षड्भिः सदा ताभिः गृह्यते कर्म जन्मिभिः ॥३॥

अर्थ–૧. કૃષ્ણ, ૨. નીલ, ૩. કાપોત, ૪. પીત, ૫. પદ્મ અને ૬. શુકલ એ છ લેશ્યા સંસારી જીવોને સદૈવ કર્મ ઉત્પન્ન કરાવે છે.

**ભાવલેશ્યાનું સ્વરૂપ—**

योगाविरातिमिथ्यात्वकपायजनितोऽङ्गिनाम् ।
सस्कारो भावलेश्यास्ति, कल्मषास्रवकारणम् ॥४॥

अर्थ–મન, વચન, કાય, તથા અવિરતિ, મિથ્યાત્વ અને કષાયના નિમિત્તથી ઉત્પન્ન થયેલ સંસ્કાર (ભાવલેશ્યા) સંસારી જીવોને પાપાસ્રવનું કારણ છે.

**૧. કૃષ્ણલેશ્યાનું સ્વરૂપ—**

रागद्वेषग्रहाविष्टो दुर्ग्रहो दुष्टमानसः ।
क्रोधमानादिभिस्तीव्रैर्ग्रस्तोनन्तानुबंधिभिः ॥५॥
निर्दयो निरनुक्रोशो मद्यमांसादिलम्पटः
सर्वदा कदनासक्तः कृष्णलेश्यान्वितो जनः ॥६॥

अर्थ–જે રાગી, દ્વેષી, દુરાગ્રહી, દુષ્ટ મનવાલા, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોથી ભરેલ હોય, નિર્દયી, કઠોર મનવાલો; મદ્ય, માંસ, મધુ વગેરે ભક્ષણ કરવામાં આસક્ત તથા કલહ, ટંટો ફિસાદ કરવામાં આસક્ત જીવ કૃષ્ણલેશ્યાવાન કહેવાય છે.

---

'सागारधर्मामृत' ની નોટ ઉપરથી.

## ૨. નીલલેશ્યાનું સ્વરૂપ.

क्रोधी मानी मायी लोभी, रागी द्वेषी मोही शोकी।
हिंस्रः क्रूरश्चंडश्चौरो, मूर्खस्तब्धः स्पर्धाकारी ॥ ७ ॥
निद्रालुः कामुको मन्दः कृत्याकृत्याविचारकः।
महामूर्च्छो महारम्भो नीललेश्यो निगद्यते ॥ ८ ॥

**अर्थ**—ક્રોધી, માની, માયાવી, લોભી, રાગી, દ્વેષી, મોહવાન, શોક કરનાર, હિંસક, ક્રૂર, ભયંકર, ચોરી કરનાર, મૂર્ખ, અભિપ્રાય નહિ આપનાર, મત્સર (અહંકાર) કરનાર, બહુજ આરંભી, પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત, મૂર્ખ, સારા ખોટા (હિતાહિત)ના વિચાર રહિત અને મહાન પરિગ્રહ રાખનાર જીવ **નીલલેશ્યવાન** કહેવાય છે.

## ૩. કાપોતલેશ્યાનું સ્વરૂપ.

शोकभीमत्सरासूयापरनिंदापरायणः।
प्रशंसति सदात्मानं स्तुयमानः प्रहृष्यति ॥ ९ ॥
वृद्धिहानि न जानाति न मूढः स्वपरान्तरम्।
अहंकारग्रहग्रस्तः समस्तां कुरुते क्रियाम् ॥ १० ॥
श्लाघितो नितरां दत्ते रणे मर्तुमपीहते।
परकीययशोध्वंसी युक्तः कापोतलेश्यया ॥ ११ ॥

**अर्थ**—શોક કરનાર, બીકણ, મત્સરી (અહંકારી,) અસૂયા, અન્યની નિંદા કરવામાં પ્રવીણ, પોતાની સદૈવ

પ્રશંસા કરવામાં તત્પર, પોતાની પ્રશંસામાં આનંદ માનનાર, એક બીજાનો અંતર નહિ જાણનાર, સારી ખોટી સર્વ ક્રિયા કરનાર, રણસંગ્રામમાં મરવાને તત્પર, અન્યના યશનો નાશ કરનાર જીવ **કાપોત**લેશ્યાવાન કહેવાય છે.

## ૪. પીતલેશ્યાનું સ્વરૂપ.

समदृष्टिरविद्वेषो हिताहितविवेचकः ।
वदान्यः सदयो यक्षः पीतलेश्यो महामनाः ॥ १२ ॥

**अर्थ**—સમદૃષ્ટિ રાખનાર (પક્ષપાત નહિ કરનાર), હિતાહિતને જાણનાર, દાન કરવામાં શૂરવીર, દયાલુ, સત્કાર્ય કરવામાં તત્પર જીવ પીત લેશ્યાવાન કહેવાય છે.

## ૫. પદ્મલેશ્યાનું સ્વરૂપ.

शुचिर्दानरतो भद्रो विनीतात्मा प्रियंवदः
साधुपूजोद्यतः साधुः पद्मलेश्यो नयक्रियः ॥ १३ ॥

**अर्थ**–પોતાના આચાર શાસ્ત્રોક્ત શુદ્ધ રાખનાર, સત્પાત્રદાન આપવામાં ઉત્સુક, શુભચિંતક, દેવ, શાસ્ત્ર, ગુરૂ, ધર્મમાં વિનયશીલ, અન્યને પ્રિય લાગે તેવું ભાષણ કરનાર, સજ્જન પુરૂષોનું સન્માન કરનાર અને ન્યાયથી વર્ત્તનાર જીવ, **પદ્મ**લેશ્યાવાન કહેવાય છે.

## ૬. શુક્લ લેશ્યાનું સ્વરૂપ.

निर्निदानो नहङ्कारः पक्षपातोज्झितोऽशठः
रागद्वेषपराचीनः शुक्ललेश्यः स्थिराशयः ॥ १४ ॥

અર્થ—સંસારના ઈન્દ્રિયજન્ય સુખોથી વિરક્ત, નિરહંકારી, પક્ષપાતરહિત, સજ્જન, રાગદ્વેષરહિત, સ્થિર બુદ્ધિ રાખનાર જીવ શુકલલેશ્યાવાન કહેવાય છે.

એવી રીતે ૭ લેશ્યામાંથી પ્રથમ ત્રણ લેશ્યા કૃષ્ણ, નીલ, અને કાપોત અપ્રશસ્ત (અશુભ) છે અને પીત, પદ્મ તથા શુકલ પ્રશસ્ત (શુભ) છે.

## કઈ લેશ્યાને ધારણ કરવી જોઇએ તેનું સ્વરૂપ.

तेजः पद्मा तथा शुक्ला लेश्यास्तिस्त्रः प्रशस्तिकाः ।
संवेगमुत्तमं प्राप्तः क्रमेण प्रतिपद्यते ॥१५॥

અર્થ—ઉત્તમ સંવરને પ્રાપ્ત કરાવનાર અને ધર્મ ફલ વિષે પ્રીતિ કરાવનાર પદ્મ તથા શુકલલેશ્યાને ભવ્ય જીવો-એ ઉત્તમતાથી પ્રાપ્ત કરવી જોઈએ.

## લેશ્યા કયા કયા જીવોને હોય છે તેનું સ્વરૂપ.

षट् षट् चतुर्षु विज्ञयास्तिस्रस्तिस्रः शुभास्त्रिपु
शुक्ला गुणेपु षट्स्वेका लेश्या निर्लेश्यमान्तिमम् ॥

અર્થ—પહેલા ચાર ગુણસ્થાન મિથ્યાત્વ, સાસાદનના મિથ્યાત્વી જીવોને તથા મિથ્યાત્વી નહિ તેમ સમ્યક્ત્વી નહિ એવા મિશ્રપરિણામવાળા મિશ્રગુણસ્થાની જીવોને અને જેમને વ્રત નથી, પણ સાચા દેવ શાસ્ત્ર, ગુરૂના શ્રદ્ધાની

તથા સપ્ત વ્યસનાદિના ત્યાગી અને અષ્ટ ગુણોને ધારણ કરનાર અવ્રતી સમ્યગ્દષ્ટિ અવિરતગુણસ્થાની એ ચાર ગુણ-સ્થાનવાળા જીવોને કૃષ્ણ, નીલ, કાપોત, પીત, પદ્મ અને શુકલ એ છએ લેશ્યા હોય છે તથા ભવનવાસી, વ્યન્તર, જ્યોતિષ્ક એ ત્રણ પ્રકારના દેવોને કૃષ્ણ, નીલ, કાપોત અને પીત એ ચાર લેશ્યા હોય છે.

વૈમાનિક દેવોને–સૌધર્મ, ઇશાનસ્વર્ગના દેવોને પીત લેશ્યા; સનત્કુમાર, માહેન્દ્ર સ્વર્ગના દેવોને પીત તથા પદ્મ લેશ્યા હોય છે; બ્રહ્મ બ્રહ્મોત્તર, લાન્તવ, કાપિષ્ટ, શુક્ર, મહાશુક્ર સ્વર્ગના દેવોને પદ્મલેશ્યા હોય છે. સતાર, સહસ્રાર સ્વર્ગના દેવોને પદ્મ તથા શુકલ લેશ્યા હોય છે. આનત, પ્રાણત, આરણ અને અચ્યુત સ્વર્ગના દેવોને તથા અહમિન્દ્ર દેવોને શુકલલેશ્યા હોય છે તથા દેશસંયમી બાર વ્રત ધારણ કરનારને, ૧૧ પ્રતિમાધારી શ્રાવકને તથા છઠ્ઠા ગુણસ્થાન પ્રમત્તસંયત, ૭મા અપ્રમત્તસંયત ધારી મુનિને પીત, પદ્મ અને શુકલલેશ્યા હોય છે અને બાકીના છ ગુણસ્થાન—અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસાંપરાય, ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગ કેવલીભગવાનને **શુકલલેશ્યા** હોય છે.

॥ इति जीववीचार समाप्त ॥

# સમાચાર.

વિદ્યાદાન કરવાનાં જાણીતાં સ્થળો અને સરનામાં નીચે મુજબ છે-

૧. શેઠ પ્રે. મો. દિગંબર જૈન બોર્ડિંગ, સલાપોસરોડ- અમદાવાદ.

૨. 'શ્રાવિકાશ્રમ', જ્યુબીલી બાગ તારદેવ-મુંબાઈ.

૩. શ્રી રૂષભ બ્રહ્મચર્યાશ્રમ, હસ્તીનાપુર, પોસ્ટ બહસુમા (મીરત.)

૪. શ્રી સ્યાદ્‌વાદ દિગંબર જૈન મહાવિદ્યાલય, ભદૈનીઘાટ બનારસ સીટી.

૫. શ્રી જૈન સિદ્ધાંત વિદ્યાલય, મોરેના (ગ્વાલિયર) વગેરે વગેરે.

**શાસ્ત્રદાન** કરવાની ઉત્તમ સગવડ કરી આપનારૂં જાણીતું મથક-"**દિગંબર જૈન**" પત્રની ઑફિસ,

ચંદાવાડી-સુરત.

---

છાપનાર—મટુભાઈ ભાઈદાસ.
છાપવાનું ઠેકાણું—ખુ. અ. નું સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસ, ખપાટીઆ ચકલા-સુરત.

પ્રકટ કરનાર—મૂલચંદ કસનદાસ કાપડીઆ.
પ્રકટ કરવાનું ઠેકાણું—ચંદાવાડી-સુરત.